# ગાંધીજીનું નવજીવન

પુસ્તક ૨૧મું 'છઠ્ઠું',





નવજીવન પ્રકાશન મન્દિર
અમદાવાદ




## વાચકોને સૂચના

§ નિશાનીવાળા લેખો 'યંગ ઇંડીયા'માંથી ભાષાન્તર છે.

† ,, ,, અંગ્રેજી પરથી ,,

¶ ,, ,, ગાંધીજીના મુસાફરીઓના તેમના સાથીઓએ કરેલા વર્ણનો છે.

# ગાંધીજીનું નવજીવન

## ઇતિહાસનું પુનરાવર્તન

### 'સરકીટ હાઉસ' ઉપર

તા. ૧૮મી માર્ચ ને શનિવારની સૌ કોઇ ઇન્તેજારીથી રાહ જોતું હતું. કેસ શાહીબાગમાં નવા જ ચણાયેલા 'સરકીટ હાઉસ'ના મકાનમાં રાખેલો હતો. ગાંધીજીની ઇચ્છાને માન આપી અદાલતના મકાન પર ન જવાની આમ પ્રજાને વિનન્તિ કરનારાં સ્થાનિક આગેવાનોની સહીના હસ્તપત્રકો શહેર આખામાં વહેંચાયાં હતાં તેથી આ મકાનના કમ્પાઉન્ડ બહાર કોઇ છૂટાછવાયા લોકો સિવાય ઝાઝા લોક નહોતા. માત્ર કમ્પાઉન્ડમા હથિયાર વગરના પોલીસ સિપાઇઓની બે ટુકડીઓ તેમજ આજુબાજુનાં મકાનોનાં કંપાઉન્ડોમાં હથિયારબંધ સિપાઇઓની ઠીક ઠીક તૈયારી કરી રાખેલી જોવામાં આવતી હતી. જેમને કોરટમાં જવાના પાસ મળ્યા હતા તે ૧૦ વાગ્યાથી જ ત્યાં જઇને ગોઠવાઈ ગયા હતા. પાસ નહોતા મળ્યા તેઓ અંદર શું ચાલે છે તે વહેલામાં વહેલું જાણવા મળશે એ આશાએ રસ્તા ઉપર ઉભા હતા. દરેકના મ્હોં ઉપર ગંભીરતા અને સ્હેજ ચિન્તા દેખાતી હતી. મકાનનો હૉલ નાનો હતો તેથી પાસધારીઓથી તે સ્હેજે ચિકાર ભરાઇ ગયો હતો. સ્ત્રીઓની સંખ્યા

પણ ઠીક હાજર હતી. સિવાય મહાસભાની કારોબારી સમિતિની બેઠક આગલે જ દિવસે થયેલી હોવાથી પ્રાન્ત પ્રાન્તના આગેવાનો આ ઐતિહાસિક મુકદ્દમો જોવા પધાર્યા હતા. બધી ખુરસીઓમાં બે કાળી પીઠ વાળી ખુરસીઓ જુદી તરી આવતી હતી ને તે કોને માટે છે તે સૌ કોઈ કળી શકતું હતું.

## અદાલતનું વાતાવરણ

બરાબર બારમાં ચૌદ મિનિટ હતી તે વખતે પૂજ્ય ગાંધીજી અને ભાઈશ્રી શંકરલાલ બૅન્કરને સાબરમતી જેલમાંથી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ મિ. હેલી લઇ આવ્યા. ગાંધીજીએ કોરટના ઓરડામાં પ્રવેશ કરતાં જ ઓરડામાના એકેએક માણસથી સ્વાભાવિક આદરભાવથી સ્હેજે જ ઉભા થઇ જવાયું.

જેની સાધુવૃત્તિથી કોરટ પણ અંજાઈ જાય તેને દોષિત કે નિર્દોષ ઠરાવવા માટે આ બધી કવાયત ચાલી રહી હતી એ જોઈ મનમાં એક જ સંત સત્યવાદી પુરુષની આગળ મોટમોટી સલ્તનતો અને તેના બધા કાયદાઓ કેટલા પામર દેખાય છે તેનો આબેહુબ ચિતાર ખડો થતો હતો.

ગાંધીજી ઉપરનો આરોપ પૂરવાર કરવા માટે સરકારે રોકેલા મુંબઇના એડવોકેટ જનરલ મિ. સ્ટ્રૅંગમન વખતસર આવી પહોંચ્યા. તેમણે મહાત્માજીને અદબથી માથું નમાવ્યું.

## કેસની શરૂઆત

બરોબર બારને ટકોરે સેશન્સ જજ મિ. બ્રુમફીલ્ડ પૂર રૂવાબમાં આવી પહોંચ્યા.

મુકદ્દમો શરૂ થયો. રજીસ્ટ્રાર મિ. ઠાકોરે મહાત્માજી અને તેમના સાથી ભાઇ શંકરલાલ સામેનું તહોમતપત્રક ખડા સૂરમાં વાંચી સંભળાવ્યું. લોકોને 'યંગ ઇન્ડિયા'-ના ત્રણ રાજદ્રોહી લેખો કોરટની વચ્ચે ફરી એકવાર નીરાંતે સાંભળવાની તક મળી.

જજે મહાત્માજીને સંબોધીને કહ્યુઃ

'કાયદા પ્રમાણે મારે તમને તહોમતપત્રક સંભળાવવું જોઇયે, એટલું જ નહિ પણ તે સમજાવવું પણ જોઇયે. છતાં હું નથી માનતો કે મારે ઝાઝા સ્પષ્ટીકરણમા ઉતરવાની જરૂર હોય.'

પછી તેમણે રાજદ્રોહ, અપ્રીતિ, વગેરે શબ્દોના કાયદેસર અર્થ કહ્યા. અપ્રીતિ એટલે બેવફાદારી અને શત્રુતાની બધી ભાવનાઓ. એમાં જ રાજકીય અસન્તોષ

અને રાજ્ય સાથે છૂટાછેડા એ બધું આવી જાય છે, એવું એવું કેટલુંક તેમણે સમજાવ્યું અને પછી મહાત્માજીને પૂછ્યુંઃ

'તમે તહોમત કબૂલ કરો છો કે મુકદ્દમો ચલાવવા માગો છો ?'

મહાત્માજી ઉભા થયા. કોરટમાં અપૂર્વ શાન્તિ વ્યાપી રહી. શાન્ત અવાજે તેઓ બોલ્યાઃ

'મારી સામેના દરેક તહોમતનો હું સ્વીકાર કરૂં છું. નીચલી કોરટે શહેનશાહ સામે અંગત અપ્રીતિ ફેલાવવાનું તહોમત મારા ઉપર મુકેલું તે આ તહોમતપત્રકમાં પડતું મુકવામાં આવ્યું છે એમ હું જોઉં છું. એ યોગ્ય થયું છે.

શંકરલાલભાઇને પણ એ જ સવાલ પૂછાયો ને તેમણે પણ હા ભણી.

## સરકારપક્ષની દલીલ

કોરટે એડવોકેટ જનરલને કહ્યું: 'તહોમતદાર તહોમત કબૂલ કરે છે, તો હવે મુકદ્દમાનો આખો વિધિ જરૂરી છે શું ?'

એડવોકેટ જનરલ મુકદ્દમો ચલાવવા ઇન્તેજાર હતા. તેમણે કહ્યું, "ગુન્હો સાબીત કરવા ખાતર નહિ પણ સજા કેટલી ઠરાવવી એ નક્કી કરવા મુકદ્દમો ચાલવાની જરૂર ખરી." પોતાના મુદ્દાના ટેકામાં તેમણે કેટલીક દલીલ કરી. તેમણે કહ્યું, "તહોમતદારે કંઇ આ ત્રણ લેખો લખવાનો જ ગુન્હો નથી કર્યો પણ આ લેખો તો તેમણે રાજ્ય સામે જે ખુલ્લી અને પદ્ધતિસર લડત માંડી છે તેનો અંશ માત્ર છે. આ વાત પૂરવાર કરવા તેમણે 'યંગ ઇન્ડિયા'માંથી કેટલાક ફકરાઓ વાંચી બતાવ્યા. તે પછી સજા સખત થવી જોઇયે એવી દલીલ કરતાં તેમણે કહ્યું કે જ્યારે કોઇ ભાગમાં એક જ પ્રકારના ગુન્હા વધારે થાય છે ત્યારે મુખ્ય ગુન્હેગારને કાયદા પ્રમાણે દાખલો બેસે તેવી સજા કરવી જોઇયે. વળી ગુન્હેગાર ઉંચી કેળવણી પામેલ શખ્સ છે અને લોકોના માનીતા નેતા છે, એટલે તેઓની આવા પ્રકારની લડતની લોકો ઉપર શી અસર થાય છે એ પણ કોરટે ધ્યાનમાં લેવું જોઇયે. જોકે તેમના લેખોમાં અહિંસા ઉપર નિરંતર ભાર મુકવામાં આવતો રહ્યો છે તોપણ જ્યારે અપ્રીતિ પદ્ધતિસર ફેલાવવામાં જ આવતી હોય ત્યારે અહિંસાના ઉપદેશની કશી કિંમત નથી. તહોમતદારની લડતનાં પરિણામ મુંબઇ, મદ્રાસ અને ચોરીચૌરાનાં ભયંકર રમખાણોમાં આવેલાં છે.

**'માલદાર માણસ'**

"બીજા વહોમતદારે આ લેખો છાપવા જેટલો જ ગુન્હો કર્યો છે. માટે જોકે તે ઓછા શિક્ષાપાત્ર છે, છતાં કાયદાની દૃષ્ટિએ ગુન્હો ઓછો ગંભીર નથી. તે માલદાર માણુસ જે, માટે તેમનો ખાસી રકમનો દંડ કરવો જોઇયે એ મારી સૂચના છે."

એડવોકેટ જનરલની દલીલ સાંભળ્યા પછી પણ કોરટે મુકદ્દમો આગળ નહિ ચલાવવાનો પોતાનો નિશ્ચય ન ફેરવ્યો. જજે કહ્યું, "હવે સજા ફરમાવવાની જ બાકી રહે છે. પણ તે પહેલાં વહોમતદારને સજા વિષે કંઇ કહેવું હોય તો મારે સાંભળવું છે.

મહાત્માજીએ લેખી એકરાર વાંચી સંભળાવવાની ઇચ્છા જણાવીને કહ્યું કે તે રજૂ કરતાં પહેલાં હું થોડું કહેવા ઇચ્છું છું. આ બધું બેઠાં બેઠાં જ બોલવાની રજા લઇ તેમણે ચલાવ્યું. સૌએ જાણ્યું કે જેને માટે કોરટમાં આવ્યા છીયે તે હવે મળે છે. ચોમેર ગંભીર શાન્તિ છવાઇ ગઇ.

## ગાંધીજીનું ભાષણ

"મારો લેખી એકરાર વાંચું તે પહેલાં હું કહેવાં ઇચ્છું છું કે મારે વિષે વિદ્વાન એડવોકેટ જનરલે જે ટીકા કરી છે તે હું પૂરેપૂરી સ્વીકારી લઉં છું. હું માનું છું કે તેમણે મારે વિષે જે કંઇ કહ્યું છે તે કહેવામાં તેમણે મને પૂરેપૂરો ન્યાય કર્યો છે. કારણુ તેમણે જે કહ્યું તે તદ્દન સાચું છે. કોર્ટથી એ વાત છૂપાવવા હું જરાયે ઇચ્છતો નથી કે ચાલુ રાજ્યપદ્ધતિ સામે અપ્રીતિ ફેલાવવાની મને તો લગભગ લ્હે લાગી છે.

"એડવોકેટ જનરલ સાહેબે બરાબર કહ્યું છે કે 'યંગ ઇન્ડિયા' સાથે મારો સંબન્ધ બંધાયો ત્યારથી જ કાંઇ મેં અપ્રીતિ ફેલાવવા માંડી છે એમ નથી. મારૂં એ કામ તો વહેલાંનું શરૂ થયેલું છે અને હમણાં હું જે એકરાર વાંચવાનો છું તેમાં કોર્ટ આગળ તે કબૂલ કરવાની મારી દુઃખદાયક ફરજ હું બજાવીશ કે એડવોકેટ જનરલ સાહેબે કહ્યું છે તે કરતાંય વહેલાંનું આ સરકાર પ્રત્યે અપ્રીતિ ફેલાવવાનું કામ મેં શરૂ કરેલું છે. મારે માટે એ અતિશય દુઃખદાયક ફરજ છે, પણ મારે માથે જે જવાબદારીઓ રહેલી હતી તે જોતાં તે ફરજ મારે અદા કરવી જ પડીછે. મુંબઇ, મદ્રાસ અને ચૌરીચૌરાના બનાવોન સંબન્ધમાં જે જવાબદારી વિદ્વાન એડવોકેટ જનરલે મારે માથે નાખી છે તે બાબતમાં મારો ગુન્હો હું સ્વીકારી લઉં છું. આ બાબત ઉપર ઉંડો વિચાર કર્યા

પછી, તેના ચિન્તનમાં રાતની રાતો ગાળ્યા પછી અને મારું મન બરાબર તપાસ્યા પછી હું એ નિર્ણય ઉપર આવ્યો છું કે ચૌરીચૌરાના રાક્ષસી હત્યાકાંડ અથવા તો મુંબઇના ગાંડા અત્યાચારો સાથે મારે કશી લેવાદેવા નથી એમ કહેવું મારે માટે અશક્ય છે. તેમણે વાજબી જ કહ્યું છે કે એક જવાબદાર માણસ તરીકે, એક દુનિયાદારીના અનુભવી માણસ તરીકે મારા દરેક કામનાં પરિણામો મારા ધ્યાનમાં હોવાં જ જોઇતાં હતાં. તે પરિણામો મારા ધ્યાનમાં હતાં જ. હું જાણતો હતો કે હું જોખમ ખેડી રહ્યો છું. હું આગ સાથે ખેલી રહ્યો હતો એ મારી ધ્યાન બહાર નહોતું જ; પણ મારે કહેવું જોઇએ કે જો મને અત્યારે છૂટો કરવામાં આવે તો હજી હું તેમ જ કરું.

"આજે સવારે મને લાગ્યું કે અત્યારે હું જે કહું છું તે હું ન કહું તો મારી ફરજ હું ચૂકું. હું અશાન્તિ ટાળવા ઇચ્છતો હતો, હજીયે ઇચ્છું છું. અહિંસા મારા ધર્મનો પહેલો મન્ત્ર છે, અને એ જ મારા ધર્મનો છેલ્લો મન્ત્ર છે. પણ મારે તો બૂરાઇઓ વચ્ચે પસંદગી કરવાની હતી. કાં તો મારે મારા દેશને પારાવાર નુકસાન કરી રહેલી રાજ્યપદ્ધતિને વશ થવું રહ્યું, નહિ તો મારે સુખેથી દેશની વાસ્તવિક સ્થિતિ વિષે સાંભળ્યા પછી મારા દેશબન્ધુઓનો પિત્તો ઉછળે એવું જોખમ ખેડવું રહ્યું. મારા દેશબંધુઓ કેટલીકવાર ગાંડા બન્યા છે તે હું જાણું છું. તે માટે મને ખૂબ દુઃખ થયેલું છે. અને તેથી જ અહીં હું નરમ સજા નહિ પણ સખતમાં સખત સજા માગી લઉં છું.

"હું દયા માગતો નથી, તેમ મારા ગુન્હાને હળવો ગણવો એવી પણ કશી દલીલ કરવા ઇચ્છતો નથી. મારે કાયદાની દૃષ્ટિએ જે ઇરાદાપૂર્વક ગુન્હો ગણાય, પણ મારે મન તો જે દરેક શહેરીની એક ઉંચામાં ઉંચી ફરજ છે તે માટે સખતમાં સખત સજા માગી લેવા અને તેને તાબે થવા હું અહીં બેઠો છું. મારા લેખી એકરારમાં હું હમણાં જ જણાવવાનો છું તેમ હે ન્યાયાધીશ! તમારે માટે બે જ માર્ગ ખુલ્લા છે. જો તમને લાગે કે જે કાયદાનો તમારે અમલ કરવાનો છે તે એક પાપી વસ્તુ છે અને ખરું જોતાં હું નિર્દોષ છું તો તમે તમારી જગાનું રાજીનામું આપો અને એમ કરીને પાપનો સંગ તજો; પણ જો તમને એમ લાગે કે જે કાયદાનો તમે અમલ કરો છો અને જે પદ્ધતિ ચલાવવામાં મદદ કરો છો તે સારી વસ્તુ છે અને તેથી મારી પ્રવૃત્તિ પ્રજાહિતને નુકસાનકર્તા છે તો કડકમાં કડક સજા ફરમાવો. મેં પહેલો કહ્યો તેવો પલટો તમારામાં થાય એમ હું ધારતો નથી. પણ મારો

એકરાર હું પૂરો વાંચી રહું તે પહેલાં એક સમજુ માણસને આટલું ભારે જોખમ ખેડવા પ્રેરે એવું શું શું મારા હૈયામાં વલોવાઇ રહ્યું હોવું જોઇએ તેની ઝાંખી કદાચ તમને થશે.”

બાદ પોતાની જગાએ બેઠાં મહાત્માજીએ પોતાનો લેખી એકરાર વાંચી સંભળાવ્યો હતો.*

કોરટના તે નાનકડા દિવાનખાનામાં ગાંધીજીની વાણી મેઘગર્જનાની પેઠે ગાજતી હતી. તે એકરાર નહોતો, પણ આખી જીંદગીના રાજદ્વારી અનુભવોનો અર્ક હતો. ક્ષણેક એમ જ ભાસ્યું કે મહાત્માજી સામે મુકદ્દમો ચાલતો નથી, પણ જગત સમસ્તની કોરટમાં બ્રિટિશ સલ્તનત તહોમતદાર તરીકે ઉભી છે અને એક સત્યવાદી સાક્ષી પોતાના હૃદયની વાણી વડે તહોમતદારનો આરોપ પૂરવાર કરી રહ્યો છે. ગાંધીજીએ જેમ રાજદ્રોહનો આરોપ કબૂલ કર્યો અને સજા માગી લીધી તેમ જ બ્રિટિશ સલ્તનતે પણ જજના રાજીનામા મારફતે પ્રજાદ્રોહનો અપરાધ કબૂલ કર્યો હોત તો આકાશના દેવો તે પ્રસંગ જોવા ઉતરી આવત.

ગાંધીજીનો એકરાર કોરટ સામેનો એકરાર નહોતો, પણ તે આખા હિન્દનો અવાજ હતો. કાયદાની રૂએ સ્થાપન થયેલી બ્રિટિશ સત્તા પ્રજાની સંમતિથી સ્થાપન થયેલી નથી, હિન્દુસ્તાનના કાયદાઓનું વલણ અને હિન્દનું કલ્યાણ એક દિશામાં વહેતાં નથી, એ ભીષણ સત્ય આ એકરાર પૂરવાર કરે છે. આ એક નાના સરખા લેખમાં બ્રિટિશ સ્વાર્થની કૃતઘ્નતા ઉઘાડી પડી છે અને ચાણક્યની જેમ ઘોર પ્રાયશ્ચિત્ત કર્યા વગર તે કલંક ધોવાવાનું નથી.

### શ્રી. શંકરલાલનો એકરાર

મહાત્માજીના એકરાર બાદ ભાઇ શંકરલાલે પોતાનો એકરાર કર્યો.

ભાઇ શંકરલાલ બોલ્યાઃ “મારે એટલું જ કહેવું છે કે મુકદ્દમામાં રજૂ થયેલાં લખાણો છાપવાનું સદ્ભાગ્ય મને મળ્યું હતું. મારા પરના આરોપનો હું સ્વીકાર કરૂં છું. સજા બાબત મારે કશું કહેવું નથી.”

જેમને મહાત્માજીએ મૌની તરીકે ઓળખાવ્યા છે તેમનો એકરાર આથી લાંબો ક્યાંથી હોય ?

---

*‘લેખી એકરાર’—પૃ. ૧૯૩૦

બધું પતી ગયું. હવે સજા ફરમાવવાનું જ બાકી રહ્યું હતું. જજ લોકોને પોતાના ઉદ્‌ગાર કાઢવાનો આ સમય હોય છે. બાર વરસ પહેલાં જસ્ટિસ દાવરે લોકમાન્ય વિષે કાઢેલા ઉદ્‌ગાર સૌ કોઈને યાદ છે. આ મુકદ્દમામાં મિ. બ્રૂમફીલ્ડે કાઢેલા ઉદ્‌ગારો બીજી રીતે લોકોના સ્મરણમાં રહેશે. મિ. બ્રૂમફીલ્ડ કાયદો તોળી આપનાર જજ કરતાં વધારે ચડી ન શક્યા તેને માટે તેમને કોઈ દોષ ન દે. તે તો પ્રાકૃત માણસની જ દૃષ્ટિ રાખી ન્યાયાસન પર બેઠા ને ગાંધીજીની મહત્તા ધ્યાનમાં આણવાની પોતાની અશક્તિ જણાવી જૂના શિરસ્તા મુજબ સજા ફરમાવી દીધી. તેઓ બોલ્યા:

## ચુકાદો

"મિ. ગાંધી, તમે આરોપનો સ્વીકાર કરી એક રીતે મારૂં કામ સરળ કરી આપ્યું છે, પણ તમને કેટલી સજા આપવી એ નક્કી કરવાનું કામ સહેલું નથી. મને નથી લાગતું કે આ દેશમાં કોઈ પણ જજ આગળ આટલું અઘરૂં કામ કોઈ વાર આવી પડયું હોય. કાયદાની દૃષ્ટિએ કોઈ નાનું કે મોટું નથી. છતાં અત્યાર સુધી મેં જેમના જેમના ફેંસલા કર્યા છે અથવા જેમના ફેંસલા કરવાના ભવિષ્યમાં મારા હાથમાં આવશે તે બધા કરતાં તમે જુદી જ કોટિના પુરુષ છો તે તરફ મારાથી દુર્લક્ષ કરાય એમ નથી. તમારા કરોડો દેશબન્ધુઓની દૃષ્ટિમાં તમે મહાન દેશભક્ત છો, મહાન નેતા છો એ વસ્તુ તરફ પણ દુર્લક્ષ કરાય તેમ નથી. રાજ્ય-પ્રકરણમાં જેઓ તમારાથી જુદા પડે છે તેઓ પણ તમને ઉચ્ચ આદર્શવાન ગણે છે, તેઓ તમને અલૌકિક એટલું જ નહિ પણ સંતકોટિના પુરુષ માને છે.

"પણ મારે તો તમારો એક જ દૃષ્ટિએ વિચાર કરવાનો રહ્યો. બીજી કોઈ પણ દૃષ્ટિએ તમારો કાજી બનવાની કે તમારી ટીકા કરવાની મારી અહીં ફરજ નથી અને તેવો દાવો પણ હું નથી કરતો. મારે તો જેણે પોતાની મેળે કાયદાનો ભંગ કર્યાનું કબૂલ કર્યું છે અને જે સામાન્ય માણસની દૃષ્ટિએ સરકાર સામેનો ગંભીર ગુન્હો ગણાય છે તે કર્યાનું પોતાને મ્હોડે કબૂલ કરે છે તેવા તમને એક કાયદાને અધીન મનુષ્ય તરીકે ગણીને જ તમારો ઇન્સાફ કરવો રહ્યો છે. તમે હિંસા ને તોફાન સામે નિરન્તર ઉપદેશ કર્યો છે એ હું ભૂલતો નથી, અને હું એ પણ માનવા તૈયાર છું કે ઘણા પ્રસંગોએ તમે તોફાન અટકાવેલ પણ છે. પણ તમારા રાજકીય ઉપદેશનું સ્વરૂપ જોતાં અને તે ઉપદેશ જે લોકોને તમે કર્યો છે તેમનો સ્વભાવ જોતાં તમારી પ્રવૃત્તિને પરિણામે તોફાન થાય નહિ

એવી આશા તમે કેમ રાખી એ મારી સમજશક્તિની બહાર છે. કોઇ પણ સરકારને માટે તમને છૂટા રાખવાનું તમે અશક્ય કરી મુક્યું એનું ખરેખર જેમને દુઃખ ન થયું હોય એવા ભાગ્યે જ કોઈ લોક હિન્દુસ્તાનમાં હશે. પણ તમે તે સ્થિતિ આણી.

## ઇતિહાસનું પુનરાવર્તન

"છતાં તમને ન્યાય પણ મળે અને સાર્વજનિક હિત પણ સચવાય એમ બન્ને વાતનો મેળ કઈ રીતે બેસાડી શકાય એનો જ હું વિચાર કરી રહ્યો છું અને તમને સજા કરવાની બાબતમાં બારેક વરસની વાત પર ચાલેલા આવા જ બીજા એક મુકદ્દમાને હું અનુસરવા માગું છું. મિ. બાળ ગંગાધર તિલકને આ જ કલમની રૂએ સજા થયેલી. તે વખતે છેવટે છ વરસની આસાન કેદની સજા તેમને ભોગવવી પડેલી. મને ખાતરી છે કે જો હું તમને મિ. તિલકની હારમાં બેસાડું તો તેમાં તમને અયોગ્ય નહિ લાગે. તેથી તમને દરેક ગુન્હાને માટે બબ્બે વરસની આસાન કેદ, એટલે કે બધી મળીને છ વરસની આસાન કેદની સજા ફરમાવવાની મને મારી ફરજ લાગે છે. આ સજા ફરમાવતાં હું એટલું ઉમેરવા માગું છું કે ભવિષ્યમાં જો હિન્દુસ્તાનનું રાજદ્વારી વાતાવરણ શમે અને સરકાર તમારી સજા ઓછી કરી તમને છોડી મેલી શકે તો તે દિવસે મારા જેટલો આનન્દ બીજા કોઇને નહિ થાય.

## શ્રી૦ શંકરલાલને એક વરસ

" મિ. બકર, હું ધારૂં છું કે તમે તો ઘણે ભાગે તમારા મુખીની છાયામાં છો. તમારા સામેના આરોપમાંથી પહેલા બે બાબને સારૂ દરેકને માટે ૬ મહિનાની આસાન કેદ તથા ત્રીજા બાબને સારૂ એક હજાર રૂપીયા દંડ અને તે ન ભરો તો વધુ છ મહિનાની આસાન કેદની સજા ફરમાવું છું."

## જજનો આભાર

ગાંધીજી [જજને]—હું એક જ શબ્દ ઉમેરવા ઇચ્છું છું. મારી ઉપર સજા ફરમાવવાં સ્વર્ગસ્થ લોકમાન્ય બાળ ગંગાધર તિલકના મુકદ્દમાની યાદ દેવડાવીને આપે મને મોટું માન આપ્યું છે. હું એટલું જ કહેવા માગું છું કે એ મહાન પુરુષના નામ સાથે મારૂં નામ જોડાય એને હું મારૂં મોટામાં મોટું ભાગ્ય અને મોટામાં મોટી ઇજ્જત સમજું છું. અને મને કરવામાં આવેલી સજાની બાબતમાં તો હું અલબત્ત માનું છું કે કોઇ પણ જજ મારા ઉપર જે હળવામાં હળવી સજા ફરમાવી

શકે તેટલી હળવી સજા મને કરવામાં આવી છે. અને અહીંઆં ચાલેલા કામકાજને વિષે પણ મારે એટલું કહેવું જોઈયે કે અહીંઆં જેટલો વિનય બતાવવામાં આવેલો મેં જોયો એથી વધુની આશા રાખી શકાય નહિ."

## ' यावत्पुनर्दर्शनम् '

સજા આપી જજ સાહેબે રજા લીધી. દરમિયાન પોલીસ અમલદારો મહાત્માજી સૌ જોડે મળીહળી લે પછી તેમને લઇ જવાની ગોઠવણ કરવા બહાર ચાલ્યા ગયા. તે પછી તો કોરટ હતી ત્યાં મન્દિર બની ગયું. જે કૃત્યને સરકારી અદાલતે ગુન્હો ઠરાવ્યો તે જ કૃત્ય કરવાને માટે નાનામોટા સહુ કોઇ મહાત્માજીને પગે લાગ્યા. અદાલતના અમલદારો અને સરકારી વકીલ સુદ્ધાં પગે લાગ્યા ! જે વિચારો મહાત્માજીના છે તે જ આજે કરોડો હિન્દવાસીઓ ધરાવે છે, છતાં સરકારે આ એક જ પુરુષને કેમ પસંદ કર્યા હશે, એનો આપણે વિચાર કરવો ઘટે છે. મહાત્માજીના મેરુ સમા ધૈર્યથી ઘણાખરાને ધીરજ આવી હતી, છતાં કેટલીયે આંખો પ્રેમભીની તો થઈ જ. કેટલાયે લોકોને મહાત્માજીની વાણી અન્તરાત્માના અવાજ સમી હતી. તેમને લાગણી થયા વગર કેમ રહે ? પણ આ લાગણી દુર્બળતાનું દુઃખ ન હતું. તે તો પ્રેમનો દ્રવ હતો. સેંકડો લોકોમાં એકલા મહાત્માજી જ હરખથી ઉભરાઇ રહેલા દેખાતા હતા. તેઓ બધાને દિલાસો દેતા હતા; ખૂબ કામ કરવાને, સંપથી રહેવાને, રેંટીયો ચલાવવાને અને ખાદી પહેરવાને તેઓ બધાને કહેતા હતા. તેમની સરદારી હેઠળ કામ કરનારાઓએ તેમના આશીર્વાદ મેળવ્યા. રસ્તા ઉપરના લોકો બહારથી દોડી આવી પગે લાગ્યા. મહાત્માજીએ બધાને શાન્તિ જાળવવાનો અને એકલી ખાદી જ પહેરવાનો ઉપદેશ આપ્યો. ઘણા વખત પછી એક મોટર આવી. મોટર ઉપર પિત્તળની એક રાજહંસની મૂર્તિ હતી મહાત્માજી મોટરમાં જઇ બેઠા. લોકોએ મનાઇ છતાં લાંબી ટેવને લીધે તેમની જય પોકારી અને મહાત્માજી જેલ તરફ વિદાય થયા.

## ગાંધીજીની ' જય '

મહાત્માજીને સજા થઈ ગઈ. ૭ વરસની સજા થઈ. જજ સાહેબે આશા પ્રગટ કરી છે કે દેશમાં એવી સ્થિતિ પેદા થાય કે સરકાર તેમને વહેલા છોડી શકે. આપણે પણ એ જ ઇચ્છીયે છીયે કે દેશમાં એવી સ્થિતિ ઉત્પન્ન થાઓ કે જેથી સરકારને તેમને છોડવા પડે. પણ આપણો આશય જુદો છે. આપણે હિંમત હારીયે, અન્તરાત્માને છેતરીયે, પાપને પુણ્ય કહીયે અને પેટ ચાલીયે તો જરૂર સરકાર મહાત્માજીને છોડી દે. પણ તે હિન્દમાતાને મરમનો ઘા થઈ પડશે. આપણે તોફાન

કરીયે તો મહાત્માજીને દગો દીધા જેવું થશે. તોફાન કરીયે ને મહાત્માજીની જય પોકારીયે તો તે જય નહિ પણ ક્ષય છે. મહાત્માજીને છોડાવવાનો—માન સાથે છોડાવવાનો—અને મહાત્માજીની સાથે હિન્દમાતાને છોડાવવાનો એક જ ઉપાય છે, અને તે એ કે હિન્દુ, મુસલમાન, પારસી, શીખ, ખ્રિસ્તી, યહુદી વગેરે બધી કોમો એક થઇ આપણે મહાત્માજીના ઉપદેશ પ્રમાણે રેંટીયાનું સેવન કરીયે, ખાદી જ પહેરીયે અને શાન્તિ જાળવી પ્રેમના પ્રવાહથી વેર અને અણવિશ્વાસનો અગ્નિ હોલવી નાખીયે. મહાત્માજી એટલે મૂર્તિમન્ત શાન્તિ, પ્રેમ અને સત્ય.

## + લેખી એકરાર

મારી સામ્રાજ્ય-સેવા

હિન્દુસ્તાન પ્રત્યે તેમજ જે વિલાયતની પ્રજાને સંતોષવા ખાતર મુખ્યત્વે કરીને આ મુકદ્દમો માંડવામાં આવ્યો છે તે પ્રજાની પ્રત્યે રહેલો મારો ધર્મ વિચારતાં મને લાગે છે કે એક ચુસ્ત રાજનિષ્ઠ અને સહકારી શહેરી મટીને આજે હું એક કટ્ટો રાજદ્રોહી અને અસહકારી શા ,સારૂ બન્યો છું એનો ખુલાસો આપવાને હું બંધાયેલો છું. સિવાય કોર્ટને પણ હિન્દુસ્તાનમાં કાયદાથી સ્થપાયેલી સરકાર સામે અપ્રીતિ ફેલાવા વાના આરોપને હું શા કારણે સ્વીકારી લઉં છું એ મારે જણાવવું જોઇયે.

મારા જાહેર જીવનની શરૂઆત સને ૧૮૯૩માં દક્ષિણ આફ્રિકામાં વિષમ સંજોગો વચ્ચે થઇ. એ દેશમાં અંગ્રેજી સત્તા જોડેનો મારો પહેલવહેલો સમાગમ ઝાઝો સુખદાયી ન કહેવાય. મને માલમ પડ્યું કે માણસ તરીકે અને એક હિન્દી તરીકે મને કશા જ હક નહોતા; ઉલટું મેં જોયું કે હું હિન્દુસ્તાની હતો એટલા જ કારણસર માણસ તરીકેના પણ મારા હકો માર્યા જતા હતા.

પણ આથી હું હાર્યો નહિ. હિન્દીઓ પ્રત્યે ચલાવવામાં આવતું દુર્વર્તન એ એક મોટે ભાગે સારા એવા રાજ્યતન્ત્ર ઉપર વળેલો બહારનો મેલ છે, મૂળ હાડે તો તન્ત્ર સારૂં છે એમ મેં મારા મનને મનાવ્યું અને જ્યાં મને એ સરકારમા દોષ જણાયા ત્યાં તે સારૂ તેને વખતોવખત વખોડવા છતાં તેનો નાશ કદી પણ ન ઇચ્છતાં એ સરકાર જોડે હું સ્વેચ્છાપૂર્વક અને સાચા દિલથી સહકાર કરતો રહ્યો.

આથી સને ૧૮૯૯માં બોઅર યુદ્ધ વેળાએ સલ્તનતની હસ્તી જોખમમાં આવી પડી ત્યારે મેં તેને મારી સેવા અર્પણ કરી. મેં જખમીઓની માવજત કરનારી સ્વયંસેવકોની ટુકડી ઉભી કરી અને લેડીસ્મિથના બચાવને સારૂ થયેલી

સંખ્યાબંધ લડાઇઓ દરમિયાન મારાથી બનતુ કર્યું. તેજ પ્રમાણે સને ૧૯૦૬માં ઝુલુ બળવા દરમિયાન પણ મેં જખમીઓને ઉઠાવનારા ડોળીવાળાઓની એક ટુકડી ઉભી કરેલી અને 'બળવો' શમતાં સુધી સેવા બજાવેલી. આ બન્ને પ્રસંગે મારી સેવાઓને માટે મને ચાંદ મળેલા અને સરકારી ખરીતાઓમાં મારા કામની ખાસ નોંધ લેવાયેલી. દક્ષિણ આફ્રિકામાંના મારા કામની કદરમાં લૉર્ડ હાર્ડિંજ તરફથી મને કૈસરેહિન્દ સુવર્ણપદક મળેલો. સને ૧૯૧૪માં જ્યારે ઇંગ્લંડ અને જર્મની વચ્ચે લડાઈ જાગી ત્યારે મેં લંડનમાં તે વખતે વસતા હિન્દીઓની—મુખ્યત્વે વિદ્યાર્થીઓની—એક 'ઍમ્બ્યુલન્સ' ટુકડી ઉભી કરેલી. આ ટુકડીએ કિંમતી સેવા બજાવ્યાની ત્યારના અમલદારોની કબૂલાતો છે. અને છેલ્લે હિન્દમાં જ્યારે ૧૯૧૭ની સાલમાં દિલ્હીમાં મળેલી યુદ્ધ પરિષદ્‌માં લૉર્ડ ચેમ્સફર્ડે લશ્કરભરતીને સારૂ આગ્રહભરી અરજ કરી ત્યાંયે સુદ્ધાં મારી તબીયત સામું ન જોતાં ખેડા જીલ્લામાં લશ્કરભરતીને સારૂ હું મથ્યો, જોકે મારા પ્રયત્નને ફળ આવવા માંડ્યુ એટલામાં લડાઇ બંધ થઇ અને વધુ રંગરૂટોની જરૂર ન રહ્યા બાબતના હુકમો નીકળ્યા. આ બધા સેવાના પ્રયત્નો દરમિયાન હું એ જ આશાની હૂંફે જીવતો હતો કે આવી સેવાઓ બજાવીને મારા દેશબન્ધુઓને સારૂ સલ્તનતમાં સંપૂર્ણ સમાનતાનો દરજ્જો મેળવી શકાશે.

આશા પર ફટકા

એ મારી આશા પર પહેલવહેલો ફટકો 'રૉલેટ ઍક્ટ'ના રૂપમાં પડ્યો. એ કાયદા સામે મારે કડવી ઝુંબેશ ચલાવવી પડી. ત્યાર બાદ પંજાબનો કાંડ શરૂ થયો, જેનો આરંભ જલીયાંવાલાની કતલથી થયો અને અવળે પેટે ચલાવવાના હુકમોમાં, જાહેર રસ્તાઓ પર ફટકા મારવામાં અને એવાંજ બીજાં અકથનીય અપમાનભર્યાં કૃત્યોમાં થઇ. મેં એ પણ જોયું કે તુર્કી તેમજ ઇસ્લામનાં પવિત્ર સ્થળો પર હાથ ન નાખવાના સંબંધમાં હિન્દી મુસલમાનોને વડા પ્રધાને આપેલો કોલ પાળવાનો ઝાઝો સંભવ ન હતો. પણ એ બધાં લક્ષણ દેખાતાં છતાં અને મિત્રોએ પણ મને ગંભીર ચેતવણીઓ આપ્યા છતાં અમૃતસરની મહાસભા વેળાએ સરકાર જોડે સહકારની તેમજ મૉન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારા સ્વીકારવાની તરફેણમાં હું ઝૂઝ્યો, એવી આશાએ કે વડા પ્રધાન હિન્દી મુસલમાનોને આપેલો પોતાનો કોલ આખરે પાળશે, પંજાબનો જખમ રૂઝવવામાં આવશે અને સુધારા જોકે અધુરા અને અસંતોષકારક હતા છતાં તે હિન્દના જીવનમાં એક નવા અને આશાદાયી યુગના સૂચક નીવડશે.

પણ મારી આશાઓ બધી ધૂળ મળી. ખિલાફતને લગતો કોલ પાળવાનો મોખ નહોતો. પંજાબના કાંડ પર સફેદો ફેરવવામાં આવ્યો અને ગુન્હેગારોને શિક્ષા

કરવાનું તો કોરે રહ્યું પણ ઉલટા તેઓ પોતાની નોકરીઓ પર કાયમ રહ્યા અગર તો તેમનાં પેન્શનો હિન્દી ખજાનામાંથી અપાવાં ચાલુ રહ્યાં, અને વળી કેટલાક દાખલાઓમાં તો તેમને ઉલટાં ઇનામ અકરામો એનાયત કરવામાં આવ્યાં ! મેં એ પણ જોયું કે સુધારાઓથી જે દિલના પલટાની આશા બાંધવામાં આવી હતી તેવો કશોયે પલટો ન થતાં માત્ર હિન્દુસ્તાનનું ધન વધુ ચૂસવાની અને માત્ર તેની ગુલામીને લંબાવવાની જ તે એક નવી તદબીર હતી.

બ્રિટિશ અમલનું પરિણામ

અફસોસપૂર્વક હું એ નિર્ણય ઉપર આવ્યો કે બ્રિટિશ હકૂમતે રાજદ્વારી તેમજ આર્થિક બન્ને દૃષ્ટિએ હિન્દને તે અગાઉ કદી નહોતું તેટલું લાચાર જ કરી મેલ્યું છે. નિઃશસ્ત્ર હિન્દ આજે કોઇ પણ હુમલાખોર સામે શસ્ત્રની લડાઇમાં ઉતરવા માગે તો તેમ કરવાની આજે તેનામાં કશી જ તાકાત નથી. અને આ સ્થિતિ એટલી તો હદ સુધી વ્યાપેલી છે કે અમારા કેટલાક સારામાં સારા માણસો પણ આજે એવું માને છે કે હિન્દે વસાહતોની ઢબનું સ્વરાજ મેળવવાને પણ હજુ અનેક પેઢીઓ વીતાડવી જોઇયે. હિન્દુસ્તાન આજે એટલું તો નાદાર બની ગયું છે કે તેનામાં દુષ્કાળોની સામે ટકાવ ધરવાની બિલકુલ શક્તિ નથી. અંગ્રેજોએ અહીં પગલાં કર્યાં તે અગાઉ હિન્દ પોતાનાં લાખો ઝુંપડાંઓમાં કાંતતું તથા વણતું અને ખેતીમાંથી મળી રહેનારી પોતાની નાનીશી આજીવિકામાં રહેતી ખોટ ભરી કાઢતું. જીવાદોરી સમો આ હિન્દનો ગૃહઉદ્યોગ માની ન શકાય એટલા નિષ્ઠુર અને અમાનુષ ઉપાયો વડે નષ્ટ કરવામા આવ્યો, જેનાં બ્યાનો અંગ્રેજ સાક્ષીઓએ કરેલાં છે. હિન્દની અધપેટે રહેનારી આમ પ્રજા કેવી ધીમે ધીમે મૃતપ્રાય થતી જાય છે. એની શહેરોના રહેનારાઓને ભાગ્યે જ ભાળ છે. તેઓને ખબર નથી કે તેમને ભોગવવા મળતા ક્ષુદ્ર એશઆરામ તેઓ હિન્દને ચૂસનારા પરદેશી મૂડીદારોનાં ઘર ભરવા જે મહેનત કરે છે તેની દલાલી સિવાય બીજું કશું નથી. અને પેલા-ઓનો બધો નફો તેમજ આમની દલાલી બન્ને હિન્દની ગરીબ પ્રજાને નીચોવીને જ નીતારી કાઢેલાં હોય છે. તેમને ગમ નથી કે બ્રિટિશ હિન્દમાં કાયદાથી સ્થપાયેલી સરકાર એ ગરીબ આમપ્રજાને આ રીતે ચૂસવાની ખાતર જ ચલાવવામાં આવે છે. ચાહે તેવા વિતંડાવાદથી કે આંકડા અહેવાલોનાં ચાહે તેવાં માયાવી કોષ્ટકોથી આજે જે પુરાવો હિન્દનાં ગામડાંઓ પોતાનાં બોલતાં ચાલતાં હાડપિંજરોથી નરી આંખને પણ આપી રહેલ છે તેને ઉડાવી શકાય તેમ નથી. મારા મનને તો છાંટભાર શક નથી કે ઇશ્વર જેવો કોઇ માલિક જો દુનિયાને માથે હોય

તો તેના દરબારમાં ઇંગ્લંડને તેમજ હિન્દુસ્તાનના આ બધા શહેરોમાં વસનારાઓને બેઉને આ ગુન્હાને માટે—ઇતિહાસમાં કદાચ જેની જોડ ન મળી શકે એવા આ માનવજાતિના સામેના ગુન્હાને માટે જવાબ દેવો પડશે. ખુદ કાયદો પણ આ દેશમાં હિન્દને ચૂસી લેનાર પરદેશીઓની સેવાને અર્થે જ વપરાય છે. પંજાબ માર્શલ લૉના મુકદ્દમાઓની મારી તટસ્થ તપાસને પરિણામે મારા ઉપર એવી છાપ પડી કે સેંકડે ઓછામાં ઓછી પંચાણું ટકા સજાઓ કેવળ ખુઇ હતી. હિન્દમાંના રાજદ્વારી મુકદ્દમાઓના મારા અનુભવ ઉપરથી મેં જોયું છે કે તેમાં સજા પામેલા લોકોમાંના દરેક દસમાંથી નવ સાવ નિર્દોષ હતા. સ્વદેશપ્રીતિ એ જ એમનો ગુન્હો. હિન્દની અદાલતોમાં યૂરોપીઅનોની સામે કામ માંડનારાઓમાંથી નવાણું હિન્દીઓને ન્યાય મળતો નથી. આ ચિતારમાં રંગપૂરણી કે અતિશયોક્તિ કયાંયે નથી. આવા મુકદ્દમાઓ જોડે સંબન્ધ ધરાવવાનો જે જે કોઇ હિન્દીઓને પ્રસંગ પડયો છે તેવા લગભગ દરેક હિન્દીનો અનુભવ આવો જ છે.

અપ્રીતિ ફેલાવવાનો ધર્મ

સૌથી મોટું દુર્ભાગ્ય તો એ છે કે અંગ્રેજ લોક તેમજ દેશનો કારભાર કરવામાં ભળનારા તેમના હિન્દી સાથીઓ પોતે મેં ઉપર વર્ણવવાનો પ્રયત્ન કર્યો છે તેવો કશો ગુન્હો કરવામાં રોકાયેલા છે એ સમજી શકતા નથી. મને ખબર છે કે ઘણા અંગ્રેજ તેમજ હિન્દી અમલદારો પ્રામાણિકપણે એવું માનનારા છે કે પોતે દુનિયામાંનું એક સારામાં સારૂં રાજ્યતન્ત્ર ચલાવી રહ્યા છે અને તે નીચે હિન્દુસ્તાન ધીમે પગલે પણ સંગીન પ્રગતિ કરી રહ્યું છે. તેમને ભાળ નથી કે પ્રજાને થથરાવી મુકવાની એક અદૃશ્ય પરંતુ અસરકારક કાર્યપદ્ધતિથી તથા પશુબળના વ્યવસ્થિત દેખાવથી અને બીજી બાજુએ પ્રતિકાર કરવાની અગર આત્મરક્ષણની સુદ્ધાં બધી શક્તિ પ્રજા પાસેથી ખૂંચવી લેવામાં આવ્યાથી પ્રજા આખી નપુંસક બની ગઇ છે અને તેનામાં દંભ અને પામરતા ફેલાયાં છે. અને આ ભયાનક કુટેવને પરિણામે કારભારીઓમાં અજ્ઞાન અને આત્મવંચન બેવડા બન્યાં છે. જે ૧૨૪ અ કલમનું સદ્ભાગ્યે મારા ઉપર તહોમત મેલવામાં આવ્યું છે તે કલમ હિન્દી નાગરિકની સ્વતન્ત્રતા કચડી નાખવા સારૂ ઘડવામાં આવેલી રાજદ્વારી કલમોમાં કદાચ સર્વોપરી છે. પ્રીતિ કંઈ કાયદાથી પેદા થનારી કે નિયમમાં રહેનારી વસ્તુ નથી. માણસને જો કોઇ શખ્સ કે વસ્તુ પ્રત્યે પ્રીતિ ન હોય તો જ્યાં સુધી તે મારફાડ કે ખૂનામરકીનો ઇરાદો ન રાખતો હોય અગર તો ખૂનામરકીને ઉત્તેજન કે ઉશ્કેરણી ન કરતો હોય ત્યાં સુધી તેને પોતાની અપ્રીતિ દર્શાવવાનો પૂરેપૂરો અખત્યાર હોવો જોઇએ. પણ જે કલમમાંનો

આરોપ ભાઇ શંકરલાલ ઉપર તેમજ મારા ઉપર મુકવામાં આવ્યો છે તે મુજબ તો માત્ર અપ્રીતિ ફેલાવવી એટલું પણ ગુન્હો છે. આ કલમ નીચે ચાલેલા કેટલાક મુકદ્દમાઓ મેં તપાસ્યા છે અને હું જાણું છું કે હિન્દના કેટલાક મોટામાં મોટા પ્રજામાન્ય પુરુષોને એ કલમ હેઠળ સજાઓ કરવામાં આવી છે. અને તેથી આ કલમ હેઠળ મારા પર આરોપ મુકાયો એમાં હું મારી મોટી ઇજ્જત થઇ સમજું છું. મારી અપ્રીતિનાં કારણોની ટુંકામાં ટુંકી રૂપરેખા આપી દેવા મેં ઉપર પ્રયત્ન કર્યો છે. કોઇ પણ અમલદાર કે કારભારી સામે મારે અંગત કે વ્યક્તિગત એવું કશું જ વેર નથી, તો રાજાની સામે તે મારે અપ્રીતિ હોઇ જ શી શકે? પણ જે સરકારે અગાઉના બીજા કોઇ પણ રાજ્યતન્ત્ર કરતાં સરવાળે હિન્દુસ્તાનનું અહિત જ વધારે કર્યું છે તેની સામે અપ્રીતિ થવી એને તો હું સદ્ગુણ જ સમજું છું. બ્રિટિશ હકૂમત હેઠળ હિન્દમાં અગાઉ કોઇ કાળે ન થયેલો એટલો મર્દાનગીનો લોપ થયો છે. આવી મારી માન્યતા હોવાથી એવા રાજ્યતન્ત્રને વિષે મનમાં પ્રીતિ હોવી એને હું પાપ માનું છું. અને તેથી મારી સામે પુરાવા તરીકે રજુ કરવામાં આવેલા જુદા જુદા લેખોમાં મેં જે કંઇ લખ્યું છે તે બધું હું લખી શક્યો એ વાતને હું મારૂં અહોભાગ્ય ગણું છું.

**સખતમાં સખત સજા દો**

ખરૂં જોતાં તો હું માનું છું કે જે અસ્વાભાવિક સ્થિતિમાં અત્યારે ઇંગ્લંડ તેમજ હિન્દુસ્તાન રહે છે તેમાંથી ઉગરી જવાનો અસહકારનો માર્ગ બતાવ્યો તેમાં મેં બન્નેની સેવા જ બજાવી છે. મારા નમ્ર અભિપ્રાય મુજબ તો બૂરાઇની સામે અસહકાર કરવો એ નેકીની જોડે સહકાર કરવાના જેટલી જ માણસની ફરજ છે. પણ બૂરાઇ કરનાર સામે ઇરાદાપૂર્વક હિંસા અખત્યાર કરીને જ એવો અસહકાર પ્રદર્શિત કરવાની પ્રથા આટલા કાળ દુનીયામાં ચાલતી આવી છે. હું મારા દેશવાસીઓને બતાવી આપવા મથી રહ્યો છું કે હિંસાવૃત્તિથી ચલાવેલો અસહકાર સરવાળે દુનીયામાં બૂરાઇને ઘટાડવાને બદલે વધારવાનું જ હથિયાર બને છે અને બૂરાઇને નભાવવાનું એકમાત્ર સાધન હિંસા હોવાથી પોતા તરફથી તેને મળતો ટેકો ખેંચી લેવા માગનારે હિંસાનો નિઃશેષ ત્યાગ કરવો રહ્યો. એવી અહિંસાવૃત્તિમાં બૂરાઇ જોડે અસહકાર કરવા જતાં ખમવા પડનારાં દુઃખોને સ્વેચ્છાપૂર્વક માથે લેવાં જોઇયે એ આવી જાય છે. તેથી કાયદાની નજરે જે મારો ઇરાદાપૂર્વક કરેલો ગુન્હો ગણાય અને છતાં મારી પોતાની નજરમાં જે શહેરી તરીકેનો માણસનો સર્વોપરી ધર્મ છે, તેને સારૂ આકરામાં આકરી સજા માગી લેવા અને તે સજા આનંદપૂર્વક માથે ચઢાવવા હું અહીં ઉભો છું. જજ સાહેબ! આપને માટે એટલો જ માર્ગ ખુલ્લો છે કે જે કાયદાનો અમલ કરવાનું તમને સોંપવામાં

આવ્યું છે તે કાયદો જ ખરું જોતાં દુષ્ટ છે અને હું વસ્તુતઃ નિર્દોષ છું એમ જો તમે માનતા હો તો તમારે તમારી જગ્યાનું રાજીનામું આપી દેવું ને એ રીતે પાપની ભાગીદારીમાંથી નીકળી જવું. આથી ઉલટું જે તન્ત્ર અને જે કાયદો ચલાવવામાં તમે અત્યારે મદદ કરી રહ્યા છો તે હિન્દની પ્રજાને સારુ હિતકર છે અને તેથી મારી પ્રવૃત્તિ જાહેર હિતને નુકસાન કરનારી છે એવો જો તમારો વિશ્વાસ હોય તો તમને ઘટે છે તમારે મને સખ્તમાં સખત સજા દેવી.

---

૨

# ગિરફતારી પછી પ્રસિદ્ધ થયેલા લેખો

---

## ૬ બેહૂદો ચિતાર

[illegible] ઘણું નકામું

વેસ્ટર્ન ઇન્ડિયા નૅશનલ લિબરલ એસોસીએશને છૂટે હાથે વેરવા માંડેલી પત્રિકાઓનો વાચકોએ મારી આગળ ઢગલો વાળ્યો છે. એ મંડળનાં ખંત અને ઉત્સાહ જોઇ હું રાજી થાઉં છું. એનાથી બેશક લાભ થાય છે. અસહકારીઓને તે સદા જાગ્રત રાખે છે અને તેમની આગળ તેમની નબળી બાજુ હમેશાં રજૂ કરીને તેમને સાવચેત રાખે છે. આ ચળવળ કરનાર મંડળને હું માત્ર એટલું જ કહેવા ઇચ્છું છું કે અતિશયોક્તિની ટેવથી તેમને તેમની પ્રવૃત્તિમાં કશો લાભ નહિ થાય. હું માનું છું કે જાણીબૂજીને તો એમનું મંડળ અતિશયોક્તિભરી હકીકતો ફેલાવવામાં નહિ જ ઊતરતું હોય, અને તેથી જ આ મંડળે કરેલાં કેટલાંક અસત્ય કથનોને સુધારવાની હું હિંમત કરું છું. દાખલા તરીકે આ મંડળે બહાર પાડેલી નં. ૯ની પત્રિકામાં નીચે મુજબ છાપવામાં આવેલ છે:

"ગાંધીરાજ આવશે ત્યારે હિન્દુસ્તાનના શા હાલ થશે ?

નહિ રેલવે, નહિ ઇસ્પીતાલ, નહિ સાંચાકામ.

લશ્કર અને નૌકાબળની જરૂર નહિ રહે, કારણ ગાંધીજી બીજા દેશોને ખાતરી આપશે કે હિન્દુસ્તાન તેમના માર્ગમાં આડે નહિ આવે અને તેથી એ દેશો પણ હિન્દુસ્તાનને નહિ છેડે.

કાયદાની જરૂર નહિ રહે, અદાલતો નહિ જોઇયે, કારણ દરેક જણ સ્વ-રાજ્ય ભોગવતો હશે. સૌને મરજી માફક મહાલવાની છૂટ રહેશે. જીંદગીમાં બહુ શ્રમ ઉઠાવવાપણું નહિ રહે કારણ દરેક જણને ખાદીની લંગોટી પહેરવાની હશે ને મેદાનમાં સૂવાનું હશે.”

સ્વરાજ કેવું હશે?

આ અતિશયોક્તિ છે એમ મારાથી નહિ કહી શકાય. એને વિલાયતી ઢબનું જૂઠાણું કહી શકાય, જે પશ્ચિમમાં બે લડવૈયા પક્ષો વચ્ચે ક્ષમ્ય ગણાય છે. એમાં પ્રત્યક્ષ જૂઠ નહિ પણ તેનું સૂચન હોય છે. મારા કહેવાનો અર્થ હું સ્પષ્ટ કરી બતાવું. પ્રથમ તો હિન્દુસ્તાન આજે કાંઇ ‘ગાંધીરાજ’ની સ્થાપના કરવા નથી નીકળ્યું. તેણે તો સ્વરાજની સ્થાપનાને સારૂ જીવસટોસટનું યુદ્ધ આદર્યું છે. એ સ્વરાજની પ્રાપ્તિને માટે તે રાજીખુશીથી ગાંધીનો પણ ભોગ દેશે અને એમ કરવું વ્યાજબી ગણાય. ‘ગાંધીરાજ’ એ એક આદર્શ કલ્પેલો છે અને ઉપરના હસ્તપત્રકમાં વર્ણવેલા પાંચે અભાવ એ આદર્શ સ્થિતિનું સાચું ચિત્ર ખડું કરશે એમાં શક નથી, પણ હિન્દી મહાસભાએ સ્થાપવા ધારેલા સ્વરાજમાં રેલવે, ઇસ્પીતાલો, સાંચાકામ, લશ્કર અને નૌકા બળ કાયદા અને ન્યાયની અદાલતોનો ત્યાગ કરવાનું તો કોઇને સ્વપ્ને પણ નથી આવ્યું. ખરેખર મને પોતાને તો એવો ખ્યાલ સરખો નથી. ઉલટું સ્વરાજમાં તો રેલવે હશે જ; માત્ર તે હિન્દુસ્તાનની લશ્કરી અને આર્થિક લૂંટને માટે નહિ હોય પણ દેશના અન્તર્ગત વ્યાપારની વૃદ્ધિ અને ખીલવણી કરવાને સારૂ હશે અને એ રેલવેઓમાં ત્રીજા વર્ગના મુસાફરોને સામાન્ય સુખ અને આરામની સગવડો તો હશે જ. એ રેલવેઓમાં ત્રીજા વર્ગમાં મુસાફરી કરનાર પ્રજા જે ભાડાં આપતી હશે તેનો કંઇક બદલો તો વાળવામાં આવશે જ. સ્વરાજમાં રોગનું નામનિશાન સરખું નહિ હોય એમ તો કોઇએ કહ્યું નથી; તેથી સ્વરાજમાં ઇસ્પીતાલો પણ અવશ્ય હશે; પણ એટલી આશા તો રાખી જ શકાય કે તે વેળાએ ઇસ્પીતાલોનો લાભ જેઓ પોતાના જ અસંયમથી દુઃખી છે એવા લોકોના કરતાં જેઓ અકસ્માતને લીધે પીડાતા હશે તેવાઓને જ વધારે મળતો હશે. યન્ત્રો તો તે વખતે પણ રેંટીયાના રૂપમાં મોજૂદ હશે, કારણ આખરે રેંટીયો પણ છે તો એક નાજુક યન્ત્ર જ. છતાં મને સંપૂર્ણ ખાતરી છે કે સ્વરાજમાં આજની પેઠે જનસમૂહને ચૂસી ખાવાને નહિ પણ પ્રજાના જ લાભને માટે નીકળેલાં એવાં અનેક કારખાનાં ઉભાં થયાં હશે. નૌકાબળની મને ખબર નથી, પણ એટલું તો હું જાણું જ છું કે ભાવિ ભારતનું સૈન્ય ભાડુતી લોકોનું બનેલું નહિ હોય અને એનો ઉપયોગ હિન્દુસ્તાનને ગુલામીમાં રાખવામાં અને બીજી પ્રજાઓની સ્વતન્ત્રતા છીનવી લેવામાં પણ નહિ થતો હોય. ઉલટું એવા સૈન્યમાં મોટો ઘટાડો કરવામાં આવશે, તે માટે

બાગે સ્વયંસેવકોનું બનેલું હશે અને એનો ઉપયોગ હિન્દુસ્તાનની અંદર જ બંદોબસ્ત રાખવાના કામમાં થશે. સ્વરાજમાં કાયદો અને ન્યાયની અદાલતો પણ હશે જ, પણ આજ જેમ તેઓ એક આખી પ્રજાનું પુરુષત્વ હણનાર અને હજુ પણ વધારે પુરુષત્વ હણવા તત્પર એવી નોકરશાહીના હાથનાં હથિયાર થઇ પડયાં છે તેમ તે વેળાએ નહિ રહ્યાં હોય, પણ પ્રજાની સ્વતન્ત્રતાનાં હવાલદાર બની રહ્યાં હશે. છેલ્લું સ્વરાજમાં જો કે જેમને લંગોટી પહેરી ફરવાની અને મેદાનમાં સૂવાની ઇચ્છા હશે તેમને સૌને તેમ કરવાની સ્વતન્ત્રતા રહેશે જ, છતાં મને આશા છે કે આજ જેમ લાખો સ્ત્રીપુરુષોને પૂરતાં કપડાં પણ ખરીદવાના સાધનને અભાવે એક મેલા ચીંથરાની લંગોટીથી ચલાવી લેવું પડે છે અને ઘરને અભાવે પોતાનાં થાક અને ભૂખમરાથી ક્ષીણ થઇ થયેલ શરીરને આરામને સારૂ ખુલ્લા મેદાનમાં નાખવાં પડે છે તેવું સ્વરાજના તે દિવસોમાં નહિ રહ્યું હોય. તેથી 'હિન્દ સ્વરાજ્ય'માં દર્શાવેલા છૂટાછવાયા વિચારોને તેમના આગલા પાછલા સંબન્ધમાંથી છૂટા પાડી, તોડીમરોડી હાસ્યાસ્પદ બનાવવા અને જાણે હું આ વિચારો સ્વીકારવાનો કોઇને ઉપદેશ કરી રહ્યો હોઉં એવી ઢબે મુકવા એ કોઇ પણ રીતે યોગ્ય નથી જ.

**અસહકારમાં વિનાશતત્ત્વ**

બીજી એક પત્રિકામાં અસહકારીઓ અથવા તેમની પ્રત્યે સમભાવ ધરાવનારાઓએ વર્તાવેલી મવાલીશાહીના દૃષ્ટાન્તો, જાણે કે અસહકારીઓનો એ રોજનો ધંધો જ ન હોય એવી ઢબે વર્ણવવામાં આવ્યાં છે; અને એ આખા વર્ણનને અન્તે જે ઉપસંહાર કર્યો છે તે તો સાચે જ હબકાવી નાખે એવો છે:

"અસહકાર એ વિનાશ છે, ઘોર જાદવાસ્થળી અને અંધાધુંધીના કારમા જૂના જમાનાને પાછા ખેંચી આણનાર છે."

અસહકારમાં જરૂરજોગું વિનાશનું તત્ત્વ તો અવશ્ય છે જ, પણ એ વિનાશ તે પત્રિકામાં સૂચવવામાં આવ્યો છે તેવો મુંબઇનાં રમખાણોના જેવો નહિ પણ એક પાપમય તન્ત્રનો શાન્તિમય ઉપાયોથી કરેલો વિનાશ છે. અને જૂના જમાનાનાં ધીંગાણાં અને ખૂનખરાબીના દિવસો એટલે શું તે હું એકવાર જાણી લેવા ઇચ્છું ખરો. એવી વિષમ અવસ્થા જૂના કાળમાં હતી એવું માનવાને ઇતિહાસમાં શો પુરાવો છે ? મેં તો લોકોને પુરાતન કાળની જાહોજલાલીનાં ગીતો ગાતા સાંભળ્યા છે. દેશી ભાષાના પાઠ્ય પુસ્તકોમાં બ્રિટિશ રાજ્યનાં યશોગાન અને તેને ખાતર બ્રિટિશ પહેલાંનાં રાજ્યોની નિન્દાની કેટલીક કવિતાઓ જોઇ છે, પણ હિન્દુસ્તાનને એક છેડેથી બીજે છેડે સુધી 'ઘોર જાદવાસ્થળી અને અંધાધુંધી' ચાલી એવો કાળ કદી પણ આવ્યો હોય એવું મારી જાણમાં તો છે જ નહિ.*

* નવજીવન તા. ૧૯–૩–૨૨

## § અહિંસા વિષે વધુ

ગયા રવિવારના અંકમાં 'અહિંસા' ઉપર મારો જે લેખ છપાયો છે તે કાળજીપૂર્વક વાંચી જવાની વાચકવર્ગને મારી ભલામણ છે. અહિંસાનાં મુખ્ય તત્ત્વોની ચર્ચા કરવા જતાં પણ એ લેખ લાંબો થઇ ગયો તેથી બીજા કેટલાક ગૌણ છતાં મહત્ત્વના મુદ્દાઓની ચર્ચા મેં તેમાં ન કરી. સવિનય ભંગ અને શાન્તિ

અહિંસાની ચર્ચામાંથી દાખલા તરીકે આવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે:

૧. વ્યક્તિગત સવિનય ભંગ પણ ફરી ક્યારે શરૂ થઇ શકે ?

૨. કેવા પ્રકારની અશાન્તિથી સવિનય ભંગ અટકશે ?

૩. અહિંસાની મર્યાદિત કલ્પનામાં આત્મરક્ષણને સ્થાન છે ખરૂં ?

૪. ધારો કે મુસલમાન અથવા હિન્દુ આ લડતમાં નોખા પડી જાય તો પછી બેમાંની એક કોમથી એકલે હાથે શાન્તિમય લડત ચલાવી શકાય ખરી ?

૫. ધારો કે હિન્દુ અને મુસલમાન બન્ને મારો ત્યાગ કરે, તો પછી મારા સિદ્ધાન્તોના શા હાલ થાય ?

આ પ્રશ્નોની હું એક પછી એક અનુક્રમે ચર્ચા કરીશ. સવિનય ભંગ—વ્યક્તિગત સવિનય ભંગ સુદ્ધાં—ને માટે શાન્તિનું વાતાવરણ અનિવાર્ય છે. કાર્યકર્તાઓ જ્યાં સુધી અહિંસાવૃત્તિને જીવનમાં ન ઉતારે અને તે બાબત અંગ્રેજ તેમજ હિન્દી સહકારીઓ પાસેથી સુદ્ધાં પ્રમાણપત્ર ન મેળવે એટલે કે મનથી પણ તેમનું બૂરૂં ઇચ્છવાનું ખરેખર છોડી ન દે ત્યાં સુધી સવિનય ભંગની શરૂઆત ન જ થવી જોઇયે. જ્યારે આપણી સભાઓમાંથી અસહિષ્ણુતા નીકળી જશે અને આપણાં લખાણોમાંથી બધી કડવાશ નીકળી જશે ત્યારે જ એની સાચામાં સાચી કસોટી થશે. બીજી જરૂરની કસોટી આપણે આપણા રચનાત્મક કાર્યક્રમ પાછળ પૂર્ણ ગંભીરતાથી લાગી જઇયે તેમાં રહેલી છે. એ કાર્યક્રમની અંદર ગિરફતાર થઇ જવાનું આપણાથી નહિ બની શકે તો અહિંસામાં સફળતા મેળવવાની શક્તિ વિષે આપણામાં હજુ અશ્રદ્ધા ભરેલી છે એમ માનવાને મને તો ચોક્સ સાબીતી મળી જશે.

આનો અર્થ એવો નથી કરવાનો કે જેને રાજદ્વારી સંબન્ધ નથી એવી ગમે તેવી અશાન્તિથી પણ સવિનય ભંગ અટકે. કુટુંબ કુટુંબના કજીયાઓથી કોઇ જમાએ માથાં ફોડી રેડાયું તો તેટલાથી કંઇ હું દેશની પ્રજાકીય લડતને વિષે નિરાશ ન થાઉં.

તે જ પ્રમાણે લૂંટારુ ધાડપાડુ લોક કોઇ જગાએ હિંસા કરે તો તેથી પણ હું પાછો ન પડું, જોકે એવા બનાવમાંથીયે પ્રજામાં હજી પૂરી આત્મશુદ્ધિ પ્રસરી નથી એટલું અનુમાન તો હું ખેંચી જ લઉં. સવિનય ભંગ અટકે તે તો રાજ્યપ્રકરણી અશાન્તિ થાય તો જ. ચૌરીચૌરા એ રાજ્યપ્રકરણી અશાન્તિનું એક દૃષ્ટાન્ત હતું. એનો જન્મ એક રાજ્યપ્રકરણી જલસામાંથી થયો. એ જલસો સંપૂર્ણ શાન્તિથી પાર ઉતારવાની શક્તિ આપણામાં નહોતી તો પછી એથી બચવાની આપણી ફરજ હતી. મેં મલબાર અને માલેગામના બનાવોને આપણી પ્રગતિમાં આડે એટલા સારુ ન આવવા દીધા કે મોપલા એ જુદી જ જાતના લોકો હતા અને તેઓને અહિંસાનો સંદેશો જોઇએ તેટલો પહોંચ્યો ન હતો. માલેગામનો કિસ્સો એથી વધારે ગુંચભર્યો ગણવો જોઇયે, છતાં ત્યાંના મુખ્ય અસહકારીઓએ ખૂનરેજી અટકાવવાને પોતાથી બનતું કરેલું એવો સ્પષ્ટ પૂરાવો બહાર આવ્યો હતો. વળી તે વખતે સામુદાયિક સવિનય ભંગની તૈયારીઓ નહોતી ચાલતી અને બીજે ઠેકાણે ચાલતા વ્યક્તિગત સવિનય ભંગમાં એનાથી વિઘ્ન આવે એમ ન હતું.

**અહિંસાનો શાશ્વત ધર્મ**

અસહકારીની પ્રતિજ્ઞામાં તેનો ખાનગી બાબતોમાં બચાવ કરવાનો હક જતો કરવાની ફરજ નથી આવતી. રાજ્યપ્રકરણી હિંસાને માટે જ અસહકારીઓને સખત નિષેધ છે. તેથી જેઓ અસહકારને શાશ્વત ધર્મ ન માનતા હોય તેમને હુમલો કરનાર વિરોધીઓ સામે પોતાનો અથવા પોતાનાં આશ્રિતો અને બાળબચ્ચાંઓનો બચાવ કરવાની છૂટ છે. પણ પોતાની સત્તાનો અમલ કરતી પોલીસ સામે તેમનાથી પોતાનો બચાવ ન કરી શકાય, પછી એ સત્તા ખરી હોય કે ગેરકાયદે ધારણ કરેલી હોય. તેથી જે કલેકટરોએ સ્વયંસેવકોને મારી માન્યતા અનુસાર ગેરકાયદે માર માર્યો તેમની સામે સ્વરક્ષણ કરવાનો હક આપણી પ્રતિજ્ઞામાંથી પ્રાપ્ત નહોતો થતો.

મોટી કોમોમાંની એક જો અહિંસાનીપ્રતિજ્ઞાના બંધનને ફેંકી દે તો હું કબૂલ કરું છું કે બીજા પક્ષને એકલા જ આ લડતની ઝીક ઝાલવી અશક્ય નહિ તો અતિ અઘરી તો થઇ પડે જ. એ પક્ષને અહિંસાની નીતિમાં અડગ શ્રદ્ધા હોવી જ જોઇશે. પણ જો એક કોમ પણ સમજી જાય કે હિંસામય સાધનોથી હિન્દુસ્તાન સૈકાઓ સુધી સ્વરાજ્ય ન જ મેળવી શકે તો તે કોમ પોતપોતાના સતત અહિંસામય એટલે પ્રેમમય વર્તનથી સર્વ વિરોધી પક્ષોને જીતી પોતાના પક્ષમાં ભેળવી શકે.

જો બન્ને પક્ષ મારો ત્યાગ કરે તો હું હમેશની માફક શાન્તિ જ ધારણ કરૂં અને હેઠે હૈયે પૂર્ણ દૃઢતાપૂર્વક મારી અહિંસાની ચળવળ ચલાવું. કારણ આજે તેમને લીધે મારો પગ બંધાયેલો રહે છે તે તે વેળાએ નહિ રહે. આજે તો હું મારા માત્ર વ્યવહારૂ ધર્મતત્ત્વને જ અમલમાં મુકતો જણાઉં છું. પણ તે દિવસે તો હું મારા શાશ્વત ધર્મને અમલમાં મુકતો હોઇશ *

## રેંટીયાનો ઉદ્યોગ

સાહેબ,

રેંટીયાનો ઉદ્યોગ

મિ. હૉજ મને લખે છે કે મારી સાથે કલાકેક વાત કરવાની આપની ઇચ્છા છે. મિ. હૉજે મને એમ પણ સૂચના કરી છે કે પત્રવ્યવહારની શરૂઆત મારે જ કરવી. હું ખુશીથી તેમ કરૂં છું. રેંટીયા સિવાયની મારી બીજી કોઇ પણ પ્રવૃત્તિમાં આપને રસ પાડવાનો પ્રયત્ન કરી આપનો વખત હું નહિ લઉં. હું તો માનું જ છું, કે મારી સર્વ બાહ્ય પ્રવૃત્તિઓમાં રેંટીયો એ સૌથી વધારે સ્થાયી અને કલ્યાણકારી છે. હિન્દુસ્તાનનાં લાખો ઘરોના આર્થિક દારિદ્રના પ્રશ્નનો ઉકેલ રેંટીયાથી આવશે અને રેંટીયો એ દુકાળની સામે અસરકારક વીમારૂપ છે એ મારા કથનોનું સમર્થન કરવાને અત્યારે મારી પાસે પુષ્કળ સાબીતી છે.

હિન્દના મહાન વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. પ્રફુલ્લચન્દ્ર રાયને તમે ઓળખતા હશો, પણ તમને એ ખબર નહિ હોય કે તેઓ પણ રેંટીયાના ચુસ્ત હિમાયતી બન્યા છે. હિન્દુસ્તાનને 'ઔદ્યોગિક'ના આજના અર્થમાં ઔદ્યોગિક દેશ બનાવવાની જરૂર નથી. હિન્દુસ્તાનમાં ૧૯૦૦ માઇલની લંબાઇ અને ૧૫૦૦ માઇલના પહોળાઇ વાળા વિશાળ ક્ષેત્ર પર પથરાયેલાં ૭,૫૦,૦૦૦ ગામડાં છે. લોકો જમીનને વળગીને રહેલાં છે અને એમાંનો મોટો ભાગ તો મહામુશીબતે પોતાનું ગુજરાન ચલાવે છે.

મારા કથનની સામે ગમે તેટલું કહેવામાં આવે છતાં દેશને એક છેડેથી બીજે છેડે ઉઘાડી આંખે મેં મુસાફરી કરી છે, લાખો માણસો સાથે ભળીને અનુભવ મેળવ્યો છે તેને આધારે હું કહું છું કે ભુખમરો વધતો જાય છે. એમાં તલભાર પણ શંકા હોઇ શકે નહિ.

*નવજીવન તા. ૧૯-૩-૨૨

એ પણ નિર્વિવાદ વાત છે કે લાખો માણસોને વરસમાં ઓછામાં ઓછા ચાર મહિના તો પરાણે નકામું બેસી રહેવું પડે છે. ખેતીમાં ધરમૂળથી ઉથલપાથલ થવાની જરૂર નથી. હિન્દી ખેડુતને ખેતીની સાથે કોઇ ગૌણ ઉદ્યોગ જોઇયે છે.

સૌથી સ્વાભાવિક ઉદ્યોગ રેંટીયાનો છે, હાથસાળનો નહિ, ઘેરેઘેર સાળ દાખલ નહિ કરી શકાય, જ્યારે રેંટીયો કરી શકાશે અને એક સકા પહેલાં પણ હિન્દુસ્તાનના ઘરેઘરમાં રેંટીયાને સ્થાન હતું. રેંટીયાને પદચ્યુત કરવા માટે આર્થિક દબાણનો નહિ પણ હેતુપૂર્વક પશુબળનો જ ઉપયોગ કરવામાં આવેલો, એ વાત સત્તાવાર લખાણો પરથી પૂરવાર થયેલી છે. તેથી રેંટીયાના પુનરુદ્ધારથી હિન્દુસ્તાનના આર્થિક પ્રશ્નનો એકેસપાટે ઉકેલ આવી જશે.

ધર્મરક્ષક રેંટીયો

આપ હિન્દુસ્તાનને ચાહનારા છો અને મારા દેશની આર્થિક અને નૈતિક ઉન્નતિમાં ઉંડો રસ લો છો એ હું જાણું છું. આપની લાગવગ ભારે છે એની પણ મને ખબર છે. એ લાગવગનો લાભ રેંટીયાને મળે એમ હું ઇચ્છુ છું. પરસ્પરસહકારી મંડળો ઉભાં કરી તેમને સબળ બનાવવામાં રેંટીયો એ ભારે અસરકારક શકિત છે. લાખોના પ્રામાણિક સહકાર વિના એ સાહસ કોઇ કાળે સફળ થવાનું નથી; વળી લાખો સ્ત્રીઓને પતિત જીવનમાંથી ઉગારી લેવાના સાધનરૂપ પણ તે બનતો જાય છે. આમ રેંટીયો જેટલો દરિદ્રદુઃખનાશક છે તેટલો જ ધર્મરક્ષક પણ છે.

મને આશા છે કે સાંચા વિષેના મારા વિચિત્ર વિચારો વિષે આપે જે કંઇ સાંભળ્યું હોય તે કશાથી આપ આપના વિચારોને દોરવાઇ જવા ન દેશો. હિન્દુસ્તાનમાં સાંચાકામ દ્વારા બીજા કોઇ પણ ઉદ્યોગની ખીલવણી કરવામાં આવે તે સામે મારે કશું કહેવાનું નથી, પણ એટલું તો હું કહું જ છું કે હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય શહેરોમાં ઉભાં થયેલાં ગંજાવર ભઠીઆરાં મારફતે દેશને રોટલા સસ્તે ભાવે પુરા પાડવા અને ઘરના ચુલાનો નાશ કરવો એ જેટલી ભયંકર ભૂલ છે તેટલી જ વિનાશક ભૂલ દેશ બહાર અથવા દેશની અંદર રાક્ષસી મીલો દ્વારા ઉત્પન્ન થયેલા કાપડથી હિન્દુસ્તાનને ઢાંકવામા રહેલી છે.*

સેવક
મોહનદાસ કરમચંદ ગાંધી

---

તા. ૧૫-૨-૨૨ને દિવસે બારડોલીથી સર ડેનિયલ હેમિલ્ટનને લખેલો પત્ર.

# ૩

# ઠરાવો

---

## રોલેટ કાયદા વિષે અરજી

ા નેકનામદાર વજીર સાહેબની હજુરમાં

ામદાર શહેનશાહની નીચે સહી કરનાર હિન્દી પ્રજાની નમ્રતાપૂર્વક અરજ કે:

. આમની સભામાં આપને પૂછવામાં આવેલા પ્રશ્નના ઉત્તરમાં આપ નામદારે , કે અરાજક અને ક્રાન્તિકારક ગુન્હાઓ સંબંધીનો સને ૧૯૧૯ નો ૧૧મો જે સામાન્ય રીતે રોલેટ કાયદાના નામથી ઓળખાય છે તે નામંજુર ના. શહેનશાહને આપ સલાહ આપી શકશો નહિ તે સાંભળી આપના રોને અત્યંત દિલગીરી થઇ છે.

. આપના અરજદારો રજુ કરે છે કે તે કાયદાની કલમો નામદાર શહેન- હિન્દી પ્રજાની સ્વતંત્રતાની ઘણી વિરોધી છે. તેમાં એ દેશની સામાન્ય ામાં પોતાનું કામ ચલાવરાવવાનો ના. શહેનશાહની હિન્દી પ્રજાનો હક લેવાની કારોબારી અમલદારોને પોતાની મરજી પ્રમાણે વાપરી શકે એવી સત્તા આપનારી કલમો તથા આ કાયદાની રૂએ જેમના ઉપર કામ ચલાવ- માવે એવા તહોમતદારોને સામાન્ય કાયદા પ્રમાણે તેમનું નિરપરાધીપણું કરવાને ખાસ જરૂરી એવા કેટલાક હકો છે તે છીનવી લેનારી કલમો વિશેષ લી છે.

. આપ નામદારના અરજદારો વિશેષમાં જણાવવાની રજા લે છે કે એ કલમો અને સિદ્ધાન્તો સંબંધે ઉપર જણાવેલા તથા બીજા કેટલાક

વાંધાઓ લઇ શકાય તેમ છે. તેને લીધે હિન્દમાં તે સર્વત્ર નાપસંદ થયો છે, તેનો વિરોધ કરવામાં આવ્યો છે, અને તેને પરિણામે હિન્દુસ્તાનમાં પૂર્વે કદિ ન દીઠેલું કે ન સાંભળેલું એવું આન્દોલન થયું છે.

૪. આપ નામદારના અરજદારોને લાગે છે કે હિન્દુસ્તાનના લોકમતની ખુલ્લી રીતે અને ઇરાદાપૂર્વક અવગણના કરી આ કાયદો હિન્દુસ્તાનની ધારાપોથીમાં રાખવામાં આવે તો હિન્દુસ્તાનને જવાબદાર રાજ્યતંત્ર આપવા માટે રાજ્યબંધારણમાં જે સુધારા થવાના છે તેની કશી કિંમત ન હોઇ શકે.

૫. આપ નામદારના અરજદારો વિનન્તિ કરે છે કે ઉપર કહેલાં કારણોને લીધે આપ આપના નિર્ણય સંબંધે ફરી વિચાર કરશો અને ના. શહેનશાહને કાયદો આપની મારફત નામંજુર કરવાની સલાહ આપશો.

૬. આપના આ દયાળુ કાર્યને માટે આપના અરજદારો પોતાની ફરજ સમજી પ્રભુ પ્રત્યે હમેશ પ્રાર્થના કરશે.

---

## અમૃતસર કૉંગ્રેસનો ઠરાવ*

क. ગઈ સાલની બેઠકમાં એવો ઠરાવ કરેલો કે ભારતવર્ષ સંપૂર્ણ જવાબદારીનું રાજ્યતન્ત્ર ચલાવવાને લાયક છે તેને આ મહાસભા ફરીથી કાયમ રાખે છે, અને તેનાથી વિરુદ્ધ વિચારો કે અનુમાનો જ્યાં જ્યાં થયાં હોય તે બધાંને ખોટાં જાહેર કરે છે.

ख બંધારણના સુધારાઓ વિષે જે ઠરાવો દિલ્હી મહાસભામાં પસાર થયેલા તેને આ મહાસભા વળગી રહે છે અને એવો અભિપ્રાય ધરાવે છે કે સુધારાનો કાયદો અપૂરતો, અસન્તોષકારક અને નિરાશાજનક છે.

ग આ મહાસભા વધુમાં આગ્રહ કરે છે કે પાર્લામેન્ટે આત્મનિર્ણયના સિદ્ધાન્તને અનુસરીને ભારતવર્ષમાં સંપૂર્ણ જવાબદારીનું રાજ્યતંત્ર સ્થાપવાના ઇલાજો તુરતમાં લેવા જોઇએ.

घ આવા ઇલાજો લેવાય તેની અપેક્ષામાં આ મહાસભા વિશ્વાસ રાખે છે કે લોકો બની શકે ત્યાં સુધી સુધારાઓની એવી રીતે અમલબજાવણી કરશે કે

* ૧૯૧૯ ના અમૃતસર કૉંગ્રેસમાં સર્વાનુમતે પસાર થયેલો ઠરાવ.

જેથી સંપૂર્ણ જવાબદારી રાજ્યતન્ત્રની સ્થાપના વહેલી મેળવી શકાય; અને આ મહાસભા રાઇટ ઑનરેબલ ઇ. એસ. મૉન્ટેગ્યુનો સુધારાના સંબન્ધમાં તેણે ઉઠાવેલા શ્રમ માટે આભાર માને છે.

---

# ગુજરાતનો ઠરાવ*

## પંજાબ

૧. પંજાબમાં ગઇ સાલ થયેલાં રમખાણો અને અત્યાચારો વિષે પુરેપુરી તપાસ કરીને કૉંગ્રેસ સબ કમિટીએ નીમેલા કમિશને તે વિષે જે નિર્ણય રજુ કર્યા છે તે આ પરિષદ સ્વીકારે છે. પરિષદની એવી માન્યતા છે કે રૉલેટ કાયદો પસાર થવાથી દેશમાં ખૂબ અસંતોષ વ્યાપી ગયો હતો તે વખતે મહાત્મા ગાંધીજી, ડૉક્ટર કિચલુ અને ડૉક્ટર સત્યપાલને પકડવાથી જ રમખાણો થયાં હતાં. તે રમખાણોને સરકારની સામે બળવાનું નામ આપી શકાય જ નહિ; અને રમખાણો બંધ થયા છતાં તેને દાબી દેવાને બ્હાને માર્શલ લૉ (લશ્કરી કાયદો) જાહેર કરવાના હુકમ બીનજરૂરી હતા એટલું જ નહિ પણ પ્રજાને દાબી દેવાને અને ત્રાસ પહોંચાડવાને જ કરવામાં આવ્યા હતા.

૨. આ પરિષદની એવી માન્યતા છે કે હંટર કમિટીના બહુમતીનો રીપોર્ટ કેવળ એકપક્ષી અને અમલદારોના ક્રૂર તથા ગમાનુષી કૃત્યોનો ઇરાદાપૂર્વક બચાવ કરવાના હેતુથી લખાયેલો છે, તથા અમલદારોની પોતાની જુબાનીની દૃષ્ટિએ જોતાં પણ અત્યંત ગેરવ્યાજબી છે. વળી આ બહુમતીના વિચારોને સ્વીકારીને હિન્દી સરકારે અને બ્રિટિશ પ્રધાનમંડળે પણ પંજાબના તમામ અત્યાચારોમાંથી માત્ર જલિયાંવાળા બાગની કતલને વિષે વિચારદોષને જ માટે જનરલ ડાયરને દોષિત ઠરાવીને નોકરીમાંથી પેન્શન સહિત ફારગ કર્યા છે તે સિવાય બીજા કોઇ પણ અમલદારને કોઇ પણ કામને સારૂ દોષિત ઠરાવ્યા નથી એટલું જ નહિ પણ સર માઇકલ ઓડવાયરને અને ખાસ કરીને લૉર્ડ ચેમ્સફર્ડને શાબાશી આપી છે, એ જોઇને આ પરિષદ અત્યંત દિલગીરી જાહેર કરે છે.

---

* ચોથી ગુજરાત રાજકીય પરિષદે અમદાવાદમાં કરેલો ઠરાવ.

૩. ઉપર મુજબ માત્ર જનરલ ડાયરને પાછા બોલાવી લેવામાં આવ્યા તેની પણ સામે બ્રિટિશ આમની સભામાં જે ચર્ચા થઇ અને અમીરોની સભામાં જે ઉન્મત્ત ભાષણો થયાં તથા ત્યાં જે ઠરાવ પસાર થયો એ જોઇને આ પરિષદને અત્યંત નિરાશા, રોષ અને દુઃખની લાગણી થાય છે, કારણ કે તે ઉપરથી એમ માનવાની ફરજ પડે છે કે બ્રિટિશ પ્રધાનમંડળે જે ભયંકર અન્યાય કર્યો છે તેને બ્રિટિશ પ્રજાનો મોટો ભાગ સંમતિ આપે છે.

૪. કૉંગ્રેસ કમિશનરોએ કરેલી ભલામણોને ધ્યાનમાં લઇને આ પરિષદ એવો ઠરાવ કરે છે કે:—

क રોલેટ કાયદો રદ કરવો જોઇયે.

ख નામદાર વાઇસરાયને પાછા બોલાવી લેવા જોઇયે.

ग પંજાબમાં થયેલા અત્યાચારોને માટે સર માઇકલ ઓડવાયરની રાજનીતિ જ કારણરૂપ હોવાથી તેમને બ્રિટિશ રાજ્ય નીચેની સર્વ જગ્યાઓમાંથી બરતરફ કરવા જોઇયે અને તેમના ઉપર ઇમ્પીચમેન્ટ કે બીજી કોઇ રીતે કામ ચલાવવું જોઇયે.

घ જનરલ ડાયર, કર્નલ ફ્રેન્ક જૉનસન, કર્નલ ઓબ્રાયન, મિ. બૉસ્વર્થ સ્મિથ, રાયસાહેબશ્રી રામસુદ અને મલેક સાહેબખાનને પણ બરતરફ કરી તેમની સામે પણ કામ ચલાવવું જોઇયે.

ङ કૉંગ્રેસ કમિશનરોએ જે અત્યાચારો વિષે ઉલ્લેખ કર્યો છે તેને વિષે સ્થાનિક તપાસ કરીને જે અમલદારો ગુન્હેગાર જણાય એમને પણ બરતરફ કરવા જોઇયે અને

च સમરી કોર્ટ અને સ્પેશીઅલ ટ્રિબ્યુનલે પંજાબની જે પ્રજાને ગુન્હેગાર ઠરાવી છે તેમની પાસેથી ઉઘરાવેલો દંડ પાછો આપવો જોઇયે, શહેરો ઉપર નાખવામાં આવેલો દંડ છોડી દેવો જોઇયે અને જો ઉઘરાવવામાં આવ્યો હોય તો પાછો આપવો જોઇયે, તથા શિક્ષા રૂપે મુકવામાં આવેલી પોલીસ પાછી ખેંચી લેવી જોઇયે.

## ખિલાફત

આ પરિષદનો એવો અભિપ્રાય છે કે તુર્કી સાથે થયેલી સુલેહની શરતો અન્યાયી તેમજ તુર્ક પ્રજાનું માનભંગ કરનારી અને ઇસ્લામનું અપમાન કરનારી છે તથા હિન્દુસ્તાનની અંદર તેમજ બહારના મુસલમાનોની ધાર્મિક લાગણીઓને

આઘાત પહોંચાડનારી છે તથા ઇસ્લામનાં પવિત્ર સ્થળોને વિષે [ ટર્ક પ્રધાનો અને હિન્દી સરકારે આપેલાં વચનોથી તેમજ આત્મનિર્ણયના સિદ્ધાન્તથી એ શરતો વિરુદ્ધ છે, તેથી મુસલમાનોની ધર્મની લાગણી અને પ્રધાનોનાં વચનોને અનુસરીને તે શરતોમાં જરૂરનો ફેરફાર તરત જ કરવો જોઇયે.

## અસહકાર

૧. આ પરિષદની એવી માન્યતા છે કે ખિલાફત અને પંજાબ વિષે ઉપર રજુ કરવામાં આવેલી માગણીઓમાં અત્યાર સુધીમાં બિલકુલ અન્યાય થયેલો હોવાથી આ દેશમાં તીવ્ર અસન્તોષ સર્વત્ર ફેલાયો છે અને બ્રિટિશ પ્રજાની ન્યાયબુદ્ધિ ઉપરથી પ્રજાનો વિશ્વાસ ઉઠી ગયો છે, તેથી રાજ્ય અને પ્રજા વચ્ચે કાયમનો ટંટો અને ભેદ ન રહે તે માટે તેમજ પ્રજાને પોતાની દુભાયેલી લાગણી મર્યાદાપૂર્વક દર્શાવવાનો માર્ગ બતાવવાને અને ખુનામરકી કર્યા સિવાય પ્રજાની માગણીનો અમલ કરાવવાને આ પરિષદ સરકારને રાજ્ય ચલાવવામાં પ્રજા તરફથી મળતી મદદ ક્રમે ક્રમે પાછી ખેંચી લેવાની અને જ્યાં સુધી પ્રજાને સંતોષકારક દાદ ન મળે ત્યાં સુધી તે અસહકાર ચાલુ રાખવાની પ્રજાને સલાહ આપે છે.

૨. અસહકારની શરૂઆત ઓછામાં ઓછું જોખમ ખેડીને થવી જોઇયે, એ શરૂઆત આજ લગી મનાયેલા અગ્રેસર અને શિક્ષિત વર્ગથી થવી જોઇયે, અને પ્રથમ પગલે સરકાર તરફથી મળતી કહેવાતી મદદનો ત્યાગ કરવો જોઇયે, એ વિચારોને પસંદ કરીને અને ધ્યાનમાં રાખીને આ પરિષદનો અભિપ્રાય છે કે—

क સરકાર તરફથી ખિતાબ ઇત્યાદિ ઉપાધિ ધરાવનારા હિન્દીઓએ એ ઉપાધિઓનો જાહેર ત્યાગ કરવો ઘટે છે.

ख વકીલવર્ગે પંજાબ અને ખિલાફતનો અન્યાય ચાલતાં સુધી વકીલાત કરવાનું મોકૂફ રાખી પ્રજાવર્ગ પાસે અદાલતોનો ત્યાગ કરાવવા અને ખાનગી તકરારોનો ફડચો પંચ મારફતે કરાવવા પ્રયત્ન કરવો જોઇયે.

ग સરકારી નિશાળો અને કૉલેજો સરકારનો કાબૂ કાયમ કરવાનું મહાન સાધ હોવાથી એ કૉલેજો અને નિશાળોના ત્યાગ કરી અને કરાવીને પ્રજાએ પ્રજાકેળવણી પોતાના હાથમાં મેળવી લેવી જોઇયે.

घ પંજાબ અને ખિલાફતના સવાલોમાં સરકાર તરફથી પુરેપુરો ન્યાય આપવામાં આવે અને પ્રજાનું દુભાયેલું મન શાન્ત થાય ત્યાંસુધી ધારાસભામાં

દાખલ થઇને કે ચુંટણીમાં મત આપીને સરકારને રાજ્યતન્ત્ર ચલાવવામાં મદદ કરવી એ પ્રજાનું માનભંગ કરનારૂં છે. તેથી આ પરિષદ ભલામણ કરે છે કે કોઇએ નવી ધારાસભાની ઉમેદવારી કરવી નહિ, અને જો કોઇ ઉમેદવાર તૈયાર થાય તેને મત આપનારાઓએ મત આપવો નહિ, એટલું જ નહિ પણ તેઓ કોઇને પણ પોતાના પ્રતિનિધિ તરીકે ધારાસભામાં મોકલવા નથી ઇચ્છતા એમ તેમણે ઉમેદવારને અને સરકારને સ્પષ્ટ રીતે લખી જણાવવું.

# કલકત્તા કૉંગ્રેસનો ઠરાવ*

ખિલાફતના સંબંધમાં હિન્દી તેમજ બ્રિટિશ સરકાર હિન્દુસ્તાનના મુસલમાનો તરફ પોતાની ફરજ બજાવવામાં ચોખ્ખી રીતે નિષ્ફળ નીવડી છે, તથા વડા પ્રધાનને પોતે આપેલાં વચનનો ઇરાદાપૂર્વક ભંગ કર્યો છે, ને વળી મુસલમાન ભાઇઓ ઉપર આવી પડેલાં ધાર્મિક સંકટને દૂર કરવામાં દરેક વ્યાજબી રસ્તે યોગ્ય મદદ આપવાની દરેક બિનમુસલમાન હિન્દીવાનની ફરજ છે,

તેમજ સને ૧૯૧૯ ના એપ્રિલ માસના બનાવોના સબંધમાં આ બન્ને સરકાર પંજાબની નિર્દોષ પ્રજાનું રક્ષણ કરવામાં તથા તેમની તરફ ક્રૂર અને સીપાઇને એબ લગાડે તેવી રીતે વર્તનાર અમલદારોને શિક્ષા કરવામાં અત્યંત બેદરકાર કે નિષ્ફળ નીવડી છે, અને અમલદારોના ઘણાખરા ગુન્હાઓને માટે સીધી કે આડકતરી રીતે સર માઇકલ ઓડવાયરની જવાબદારી પુરવાર થયેલી છે, તથા તેઓ તેમના પ્રાન્તની પ્રજાનાં દુઃખો તરફ નિષ્ઠુર જણાયા છે, તેમને આ બન્ને સરકારે દોષરહિત ઠરાવ્યા છે, તથા આમની સભાની—અને ખાસ કરીને ઉમરાવોની સભાની–ચર્ચામાં હિન્દી પ્રજા તરફ ભયંકર હૃદયશૂન્યતા જણાઇ છે, અને તેમાં પંજાબના ત્રાસદાયક જુલમનું સમર્થન કરવામાં આવ્યું છે, તથા ખિલાફત અને પંજાબને વિષે સરકારને સ્હેજ પણ પશ્ચાત્તાપ થયો નથી એ નામદાર વાઇસરાયના છેલ્લા ભાષણ ઉપરથી જણાઇ આવે છે,

તેથી આ કૉન્ગ્રેસનો એવો અભિપ્રાય છે કે ઉપર જણાવેલા બન્ને અન્યાયો દૂર ન થાય ત્યાં સુધી હિન્દમાં અસંતોષ કાયમ રહેશે અને એવા અન્યાયો ભવિષ્યમાં પણ થવા ન પામે તે માટે તથા રાષ્ટ્રીય સ્વમાન જાળવવા માટે સ્વરાજની સ્થાપના એ જ એક રામબાણ ઇલાજ છે.

* ૧૯૨૦ના સપ્ટેમ્બર માસમાં કલકત્તામાં ભરાયેલી મહાસભાએ કરેલો ઠરાવ.

વળી આ કૉંગ્રેસનો એવો અભિપ્રાય છે કે જ્યાં સુધી આ બંને અન્યાયો દૂર થાય અને સ્વરાજ સ્થપાય ત્યાં સુધી અહિંસાનું પાલન કરીને ક્રમે ક્રમે અસહકાર કરવાની રાજનીતિ પસંદ કરી તેનો અમલ કરવા સિવાય હિન્દી પ્રજા સારૂ બીજો ઇલાજ રહ્યો નથી.

અને અત્યાર સુધી જે વર્ગે પ્રજામત ઘડવામાં તથા રજૂ કરવામાં આગેવાન તરીકે ભાગ લીધો છે તેમના જ તરફથી શરૂઆત થવાની જરૂર છે અને લોકોને માનચાંદ આપીને, પોતાના અંકુશ હેઠળ ચાલતી નિશાળો દ્વારા તથા પોતાની અદાલતો અને ધારાસભાઓ દ્વારા સરકાર પ્રજા ઉપર પોતાની સત્તા જમાવે છે અને આ ચળવળ ચલાવવામાં ધારેલા હેતુથી સિદ્ધિ માટે જરૂર જણાય તેટલું જ જોખમ ખેડવાની, તેમજ ઓછામાં ઓછા સ્વાર્થત્યાગની માગણી કરવી યોગ્ય છે. તેથી આ કૉંગ્રેસ સલાહ આપે છે કે:

૧. ખિતાબો, બિનપગારી સરકારી હોદ્દા તથા મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ વગેરે સ્થાનિક મંડળમાં સરકારી નિમણૂકથી થયેલી જગ્યાઓ મુકી દેવી.

૨. સરકારી લેવી, દરબાર તથા સરકારી અમલદારો તરફથી કે તેમના માનમાં ભરવામાં આવેલા મેળાવડામાં ન જવું.

૩. સરકારી—સરકારના અંકુશવાળી કે સરકારની મદદ લેતી—નિશાળો તથા પાઠશાળામાંથી વિદ્યાર્થીઓને ક્રમે ક્રમે ખેંચી લેવા અને તે શાળાઓની ખોટ પુરવાને જુદા જુદા પ્રાન્તોમાં રાષ્ટ્રીય શાળાઓ તથા પાઠશાળાઓ સ્થાપવી.

૪. વકીલો તથા અસીલોએ સરકારી અદાલતોનો બહિષ્કાર કરવો અને તેમની મદદથી ખાનગી તકરારોના ફેંસલા માટે ખાનગી લવાદી કોર્ટો સ્થપાવી.

૫. લશ્કરી કારકુન અને મજુર વર્ગે મેસોપોટેમીઆની નોકરીની ભરતીમાં ન જવું.

૬. નવી ધારાસભાના ઉમેદવારોએ ચુંટણી માટેની પોતાની ઉમેદવારી ખેંચી લેવી અને કૉંગ્રેસની સલાહ વિરુદ્ધ ચુંટણી માટે ઉભા રહેનાર ઉમેદવારોને મતદારોએ મત આપવાની ના પાડવી.

૭. પરદેશી માલનો બહિષ્કાર.

અને તે ઉપરાંત પ્રજાની સાચી પ્રગતિને માટે જરૂરી આત્મભોગ અને તાલીમ આપવાના એક સાધનરૂપે અસહકારની આ ચળવળ યોજનામાં આવી છે તેથી એ

ચળવળના પહેલા જ ક્રમમાં દરેક સ્ત્રીપુરુષ અને બાળકને આવા આત્મભોગ અને તાલીમ માટે તક આપવાના હેતુથી આ કૉંગ્રેસ સર્વેને કાપડ વિષે મોટા પ્રમાણમાં સ્વદેશીનો સ્વીકાર કરવાની સલાહ આપે છે. અને દેશી મુડીથી તથા દેશી વહીવટ નીચે ચાલતી મીલોમાં દેશની જરૂરીયાત પૂરતું સુતર તથા કાપડ તૈયાર થતું નથી અને હજી કેટલોક વખત સુધી થવાનો સંભવ નથી તેથી આ કૉંગ્રેસ એવી સલાહ આપે છે કે ઘેર ઘેર હાથે કાંતવાના તથા ઉત્તેજનને અભાવે લાખો વણકરોએ મુકી દીધેલા હાથે વણવાના પુરાણા અને આબરૂદાર ધંધાને સજીવન કરી ખુબ વધારે માલ તરત ઉત્પન્ન કરવા પ્રયાસ કરવો.

---

# નાગપુર મહાસભાનો ઠરાવ

આ કૉંગ્રેસ એવો મત ધરાવે છે કે ચાલુ હિન્દી સરકારે હિન્દી પ્રજાનો વિશ્વાસ ખોયો છે તેથી; હિન્દી પ્રજાએ હવે સ્વરાજ્ય સ્થાપવાનો નિશ્ચય કર્યો છે તેથી; છેલ્લી ખાસ કૉંગ્રેસ અગાઉની આજ સુધી મળેલી એકેએક કૉંગ્રેસ પોતાના હક અને સ્વતંત્રતા સ્વીકરાવવાના તથા અનેક ભારે રાષ્ટ્રીય અન્યાયોની અને તેમાંયે ખાસ કરીને ખિલાફત અને પંજાબના અન્યાયોની દાદ મેળવવામાં નિષ્ફળ નિવડી છે તેથી—આ કૉંગ્રેસ તેણે કલકત્તાની છેલ્લી ખાસ બેઠક વેળાએ પસાર કરેલો અહિંસાત્મક અસહકારનો ઠરાવ ફરી બહાલ રાખે છે અને જાહેર કરે છે કે ચાલુ સરકાર સાથે સ્વેચ્છાપૂર્વક રાખવામાં આવતા વહેવારના ત્યાગથી માંડીને છેક કરો આપવાની ના પાડવા સુધીનો આખો કાર્યક્રમ અગર તેનો ચોક્કસ ભાગ કે ભાગો કૉંગ્રેસ અગર ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી નક્કી કરે તે તે વેળાએ અમલમાં મુકવો અને દરમ્યાન પ્રજાને તેને સારૂ કેળવવા માટે નીચેની ઢબે અસરકારક પગલાં લેતા રહેવું.

## રાષ્ટ્રીય શિક્ષણ

ક ૧૬ વરસની અંદરનાં નિશાળોમાં જતાં છોકરાંઓનાં માબાપોને (બાળકોને પોતાને નહિ) સરકારની માલિકીની, સરકારી મદદ લેનારી અગર કોઈ પણ જાતના સરકારી અંકુશ હેઠળની શાળાઓમાંથી ઉઠાડી લેવાની બાબતમાં વધુ જોરાવર પ્રયત્નો કરવાની અને તેની સાથે સાથે જ રાષ્ટ્રીય શાળાઓ અગર તેને અભાવે તેમના હાથમાં હોય તેવાં બીજાં સાધનો ઉભાં કરીને એવાં છોકરાંઓની કેળવણીની ગોઠવણ કરવી.

---

*૧૯૨૦ની નાગપુરની મહાસભાએ સર્વાનુમતે પસાર કરેલો ઠરાવ.

ख १६ वर्ष અને તેથી વધારે વયના વિદ્યાર્થીઓએ જો તેમને લાગતું હોય કે જે સરકારનો નાશ કરવાની પોતાના રાષ્ટ્રે ગંભીર પ્રતિજ્ઞા કરી છે તેવી સરકારના હાથ અગર અંકુશ હેઠળ ચાલતી કે તેની મદદ લેતી શિક્ષણસંસ્થાઓમાં કેળવણી લેવી એ તેમના અંતઃકરણની વિરૂદ્ધ છે તો તેમણે વગરવિલંબે અને પરિણામ સામું ન જોતાં તત્કાળ પોતપોતાની શાળા કૉલેજોમાંથી છૂટી જવું અને કાં તો અસહકારની પ્રવૃત્તિમાં કોઇ ખાસ સેવા બજાવવામાં રોકાઇ જવું અગર તો રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં જઇ ત્યાં પોતાની કેળવણી ચાલુ રાખવી.

ग સરકારી, સરકારી યુનિવર્સિટીને જોડાયેલી અગર તો સરકારી મદદ લેનારી શાળાઓના શિક્ષકો, સંચાલકો, વ્યવસ્થાપકો તથા ટ્રસ્ટીઓએ તેમજ મ્યુનિસિપાલિટીએ તથા લોકલ બોર્ડોએ પોતપોતાની શાળાઓ અને શિક્ષણસંસ્થાઓને રાષ્ટ્રીય બનાવી દેવી.

## અદાલતોનો બહિષ્કાર

घ વકીલો અને ધારાશાસ્ત્રીઓએ પોતાની વકીલાત છોડી દેવા વધુ જોરભર્યા પ્રયત્નો કરવા અને દેશસેવાના કાર્યમાં રોકાઇ જવું; અને અસીલોને તેમજ વકીલોને પણ લવાદ મારફત ઘરમેળે કજીઆ પતાવવા તથા અદાલતોનો બહિષ્કાર કરવા વીનવવા.

## વિદેશી માલનો બહિષ્કાર

ङ હિન્દુસ્તાનને આર્થિક દશાએ સ્વતંત્ર અને સ્વાશ્રયી બનાવવા સારૂ દેશના વેપારીવર્ગ ધીરે ધીરે પરદેશીઓ જોડેનો વેપારી સંબંધ તોડવાનો કાર્યક્રમ પાર ઉતારવા મથવું, હાથવણાટ અને હાથકંતામણને ઉત્તેજન આપવું અને એ દિશાએ આર્થિક બહિષ્કારની સંગીન યોજના તૈયાર કરવા સારૂ ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટીની પાસે એ વિષયમાં જાણકાર માણસોની એક કમિટી નીમાવવી.

च અને આમપ્રજાને આ કૉંગ્રેસ એવી ભલામણ કરે છે કે અસહકારની ફતેહ પ્રજાના આપભોગ ઉપર જ આધાર રાખતી હોવાથી દેશના પ્રત્યેક પુરુષ અને પ્રત્યેક સ્ત્રીએ આ રાષ્ટ્રીય પ્રવૃત્તિના કાર્યમાં સૌથી વધારેમાં વધારે આપભોગનો ફાળો આપવા તૈયાર થવું.

छ દરેક પ્રાન્તનાં મુખ્ય મુખ્ય શહેરોમાં કામચલાઉ મધ્યવર્તી મંડળો સ્થાપીને તેની દેખરેખ હેઠળ ગામડાંઓના પ્રદેશમાં અસહકારની પ્રવૃત્તિને આગળ વધારવા સારૂ મંડળો સ્થાપવાં.

. ञ રાષ્ટ્રીય સેવા કરનારા રાષ્ટ્રસેવકોનો એક સંઘ તૈયાર કરવો અને તેને 'હિન્દી રાષ્ટ્રીય સંઘ' એવું નામ આપવું.

. ञ આ સંઘને તેમજ સામાન્યરીતે આખી અસહકારની હીલચાલને નભાવવા એક રાષ્ટ્રીય દ્રવ્યનિધિ—યાને ફંડ—ઉભું કરવા પગલાં લેવાં અને તેને 'ઑલ ઇન્ડિયા તિલક મેમોરીઅલ સ્વરાજ્ય ફંડ' એવું નામ આપવું.

## કાઉન્સિલરોને—

આ કૅાંગ્રેસ અસહકારના કાર્યક્રમને અમલમાં મુકવાની દિશાએ પ્રજાએ બતાવેલી પ્રગતિને માટે તેનું અભિનંદન કરે છે. ખાસ કરીને કાઉન્સિલોના બહિષ્કારની બાબતમાં મતદારોએ બતાવેલા જોરને માટે તેમનું અભિનંદન કરે છે અને જે રીતે એ કાઉન્સિલો ઉભી થઇ છે તે જોતાં તેઓ બિલકુલ પ્રજાની પ્રતિનિધિ સંસ્થાઓ નથી તેથી આ કૅાંગ્રેસને ઉમેદ છે કે પોતપોતાના મતદાર મંડળના ઘણા જ મોટા ભાગના મતદારો ઇરાદાપૂર્વક મત આપવામાંથી અળગા રહ્યા છતાં તેમની ઇચ્છા ઉપરવટ થઇને જેઓએ પોતાને પ્રજાના પ્રતિનિધિને નામે ધારાસભાઓના સભ્યો તરીકે ચુંટાયેલા જાહેર થવા દીધા છે તેઓ ધારાસભાઓમાંની પોતાની જગાઓનાં રાજીનામાં આપી દેશે. છતાં લોકસત્તાના સિદ્ધાન્તનો સાફ ઇન્કાર કરીને પોતપોતાના મતદાર સંઘોની જાહેર મનાઇની સામે થઇને જો તેઓ પોતાની એ જગાઓ ન છોડે તો આ કૅાંગ્રેસ ઉમેદ રાખે છે કે મતદારો આવા સભાસદો પાસેથી કોઇ પણ જાતની રાજદ્વારી સેવા લેવાની ના પાડશે.

## સરકારી નોકરો

આ કૅાંગ્રેસ પોલીસ તેમજ લશ્કરના લોકો અને આમપ્રજા વચ્ચે દિવસે દિવસે વધતા જતા ભાઇચારાની નોંધ લે છે અને આશા રાખે છે કે પોલીસ તેમજ લશ્કરના લોકો પોતાના ઉપરી અમલદારોના હુકમ બજાવવામાં પોતાના સ્વધર્મ અને સ્વદેશની સામા જવા ના પાડશે અને પ્રજા તરફ વિવેક અને નમ્રતાભરી રીતે વર્તીને તેઓ પોતાના જ સ્વદેશ બન્ધુઓ પ્રત્યે કશી લાગણી વગરના હોય છે એ આજસુધી તેમની સામે મુકાતો આવેલો આરોપ ધોઇ કહાડશે. વળી આ કૅાંગ્રેસ સરકારી નોકરીમાંના એકેએક માણસને વીનવે છે કે આ મહાન રાષ્ટ્રકાર્યની ખાતર રાષ્ટ્રીય આહ્વાન થતાંની ક્ષણે જ તેમણે પોતપોતાની નોકરીઓ છોડી દેવા તૈયાર રહેવું અને તેમ કરવાનો પ્રસંગ આવી પહોંચે ત્યાં સુધી પોતાની નોકરીને અંગે દેશબન્ધુઓની જોડે કરવા પડતા વહેવારોમાં વધુ નમ્ર અને વધુ પ્રામાણિક બનવું.

વળી તેમણે જાહેર સભાઓ અને પ્રજાકીય મેળાવડાઓમાં પ્રત્યક્ષ ભાગ ન લેવો. છતાં પણ એવા બધા પ્રસંગોમાં નિર્ભય થઇને ખુલ્લી રીતે હાજરી આપવી એટલું જ નહિ પણ દ્રવ્યની અને એવી આર્થિક મદદ પણ ખુલ્લી રીતે આપીને આ રાષ્ટ્રીય પ્રયાસને સહાય કરવી.

## અહિંસાની સર્વોપરી અગત્ય

આ કૉંગ્રેસ અહિંસાને અસહકારના પ્રધાન અંશ તરીકે ગણવા ઉપર ખાસ ભાર મુકે છે અને જેમ સરકારની જોડેના વહેવારમાં તે જ રીતે આપસના વહેવારમાં પ્રજાનાં પાણી તેમજ વર્તનમાં અહિંસાની તેટલી જ સર્વોપરી અગત્ય છે એમ માને છે. આ કૉંગ્રેસ એમ પણ માને છે કે ખૂનામરકી કે શરીરબળની કલ્પના સાચા લોકસત્તાવાદની વિરોધી છે, એટલું જ નહિ પણ એ અસહકારનાં બીજાં પગથીયાં ઓના અમલની પણ આડે આવનારી છે.

અંતમાં ખિલાફત અને પંજાબ પ્રકરણોનો ન્યાય મળે અને એક વરસની અંદર સ્વરાજ્ય સ્થાપી શકાય તે સારૂ આ કૉંગ્રેસ તેને જોડાયેલાં તેમજ વગરજોડાયેલાં સર્વે જાહેર મંડળોને વીનવે છે કે તેમણે અત્યારે બીજાં બધાં કામ પડતાં મુકીને સરકારની સામે અહિંસા અને અસહકારનો પ્રચાર કરવામાં જ પોતાની બધી શક્તિઓને રોકવી. વળી સરકાર સામેનો આવો અસહકાર પ્રજા આપસના ભેદ ભૂલીને સંપૂર્ણ સહકાર બતાવે તો જ અને ત્યારે જ ફતેહમંદ થઇ શકે તેમ હોવાથી આ કૉંગ્રેસ બધાં જાહેર મંડળોને વીનવે છે કે તેમણે હિન્દુમુસલમાન એકતાને વધારવા દરેક પ્રયત્ન કરવો. આ કૉંગ્રેસના હિન્દુ પ્રતિનિધિઓ પણ આગેવાન હિન્દુઓને વીનવે છે કે તેમણે બ્રાહ્મણઅબ્રાહ્મણ વચ્ચેના બધા કલેશકજીઆઓની સમાધાની કરી દેવી અને અસ્પૃશ્યતાની એબમાંથી હિન્દુ ધર્મને ઉગારી લેવા પ્રયત્ન કરવો. તેઓ ધર્માચાર્યોને પણ માનપૂર્વક વીનવે છે કે તેમણે દબાયેલા વર્ગો પ્રત્યેના વર્તનની બાબતમાં હિન્દુ ધર્મની સુધારણા કરવાની સમાજમાં વધતી જતી ઇચ્છાને સહાયકર્તા થવું.

---

# હિન્દી રાષ્ટ્રીય મહાસભાનું બંધારણ*

**૧. ધ્યેય**—હિન્દુસ્તાનની પ્રજાને માટે શુદ્ધ અને શાન્તિમય માર્ગે સ્વરાજ્ય મેળવવું એ મહાસભાનું ધ્યેય છે.

**૨. રાષ્ટ્રીય મહાસભાની બેઠકો**

**क** હિન્દી રાષ્ટ્રીય મહાસભાની સાધારણ બેઠક દર વરસે નાતાલના તહેવાર દરમ્યાન, આગલી બેઠક વેળાએ નક્કી થયેલે સ્થળે અગર તો મહાસમિતિ(ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી, જેની સમજણ આગળ ઉપર આપવામાં આવી છે.)એ નક્કી કરેલા સ્થળે મળશે.

**ख** મહાસભાની અસાધારણ બેઠક મહાસમિતિ પોતાની સૂચનાથી અગર મોટા ભાગની પ્રાન્તિક સમિતિઓની માગણીથી એવી બેઠક જરૂરી જણાશે ત્યારે ત્યારે બોલાવી શકશે. મહાસમિતિને જરૂરી જણાય તેવા ફેરફાર સાથે એવી દરેક બેઠકને આ બંધારણનાં ધારાધોરણ લાગુ પડશે.

**૩. રાષ્ટ્રીય મહાસભાનાં અંગ**—હિન્દી રાષ્ટ્રીય મહાસભાનાં અંગ નીચે મુજબ રહેશે :

- **क** હિન્દી રાષ્ટ્રીય મહાસભા
- **ख** પ્રાન્તિક સમિતિઓ (પ્રોવિન્શીઅલ કૉંગ્રેસ કમિટીઓ)
- **ग** જીલ્લા સમિતિઓ (ડીસ્ટ્રિક્ટ કૉંગ્રેસ કમિટીઓ)
- **घ** પરગણા અગર પેટા પરગણાની, તાલુકા અગર તહેસીલની, ફિરકાની કે એવી જ સ્થાનિક સમિતિઓ
- **ङ** મહાસમિતિ (ઑલ ઇન્ડિયા કૉંગ્રેસ કમિટી )
- **च** હિન્દુસ્તાન બહારની જે જે સમિતિઓને આ બાબતમાં મહાસભા વખતોવખત મંજુર કરે તે સમિતિઓ
- **छ** પ્રાન્તિક, જીલ્લાની, તાલુકા કે તહેસીલની, ફિરકાની કે એવી જ સ્થાનિક સમિતિઓ તરફથી બીજી જે જે કોઈ કામચલાઉ સમિતિઓ સ્થાપવામાં આવે—જેવી કે રાષ્ટ્રીય મહાસભાની સ્વાગત-

---

* નાગપુરમાં મળેલી મહાસભાની ૩૫મી બેઠકમાં મંજુર થયેલું નવું બંધારણ—તેમાં થયેલા સુધારા સાથેનું.

સમિતિ અગર તો પ્રાન્તિક જીલ્લાની, તાલુકાની, તહેસીલની કે બીજી સ્થાનિક પરિષદો.

**૪. સભાસદો**—૧૮ વરસથી ઓછી વયનાં કોઇ પણ પુરુષ કે સ્ત્રી ઉપલી કલમોમાં વર્ણવ્યા મુજબના કોઇ પણ મંડળ કે સમિતિના સભાસદ થઇ શકશે નહિ, અને સભાસદ થઇ શકનાર દરેક પુરુષે તેમજ સ્ત્રીએ મહાસભાનાં ધારાધોરણ અને તેના આ બંધારણની કલમ ૧લીમાં દર્શાવેલાં ધ્યેય અને સાધનો પોતાને કબુલ છે એવી પોતાની લેખી સંમતિ આપવી પડશે.

**૫. પ્રાન્તિક સમિતિઓ ( કૉંગ્રેસ કમિટીઓ )**—આ બંધારણની રૂએ રાષ્ટ્રીય મહાસભાના કામકાજ માટે હિન્દુસ્તાનના પ્રાન્તો નીચે મુજબ પાડવામાં આવ્યા છે. દરેક પ્રાન્તનું મથક તે તે પ્રાન્તના નામ સામે જણાવવામાં આવ્યું છે અને જ્યાં નથી જણાવેલું ત્યાં તેમજ બીજે બધે ઠેકાણે તે નક્કી કરવાનો અધિકાર તે તે પ્રાન્તની પ્રાન્તિક સમિતિને રહેશે.

| પ્રાન્ત | ભાષા | મથક |
|---|---|---|
| ૧ મદ્રાસ | તામિલ | મદ્રાસ |
| ૨ આન્ધ્ર | તેલૂગુ | |
| ૩ કર્ણાટક | કાનડી | ગદગ |
| ૪ કેરલ | મલિયાળમ્ | |
| ૫ મુંબઇ શહેર | મરાઠી અને ગુજરાતી | મુંબઇ |
| ૬ મહારાષ્ટ્ર | મરાઠી | પૂના |
| ૭ ગુજરાત | ગુજરાતી | અમદાવાદ |
| ૮ સિંધ | સિંધી | |
| ૯ સંયુક્તપ્રાન્ત | હિન્દુસ્તાની | અલ્લાહાબાદ |
| ૧૦ પંજાબ | પંજાબી | લાહોર |
| ૧૧ વાયવ્ય સરહદ પ્રાન્ત | હિન્દુસ્તાની | પેશાવર |
| ૧૨ દિલ્હી | હિન્દુસ્તાની | દિલ્હી |
| ૧૩ અજમેર, મેવાડ અને બ્રિટિશ રજપુતાના | હિન્દુસ્તાની | અજમેર |
| ૧૪ મધ્યપ્રાન્ત | હિન્દુસ્તાની | જબલપુર |
| ૧૫ મધ્યપ્રાન્ત | મરાઠી | નાગપુર |

| | | |
|---|---|---|
| ૧૬ બિરાર | મરાઠી | અમરાવતી |
| ૧૭ બિહાર | હિન્દુસ્તાની | પટણા |
| ૧૮ ઉત્કલ ઓરિસ્સા | ઉરીયા | |
| ૧૯ બંગાળ અને સુરમા પટ્ટી | બંગાળી | કલકત્તા |
| ૨૦ આસામ | આસામી | ગૌહાટી |
| ૨૧ બ્રહ્મદેશ | બર્મી | રંગુન |

કયાં દેશી રાજ્યોનો સમાવેશ કયા પ્રાન્તમાં કરવો તે મહાસમિતિ ઠરાવશે અને એ રીતે પોતાને સોંપાયેલાં દેશી રાજ્યોમાંથી કયાંને કયા જીલ્લામા ગણવાં તે તે તે પ્રાન્તની સમિતિ ઠરાવશે.

ચાલુ પ્રાન્તિક સમિતિઓ આ બંધારણની રૂએ વગરઢીલે પોતપોતાની નવેસર રચના કરી લેશે અને એવી નવેસર રચાયેલી સમિતિઓમાં કંઈ ફેરફાર કરવે મહાસમિતિ દુરસ્ત ન ધારે તો અને ત્યાં સુધી કાયમ ગણાશે.

૬. क ઉપલી કલમમાં જણાવેલા દરેક પ્રાન્તમાં તે તે પ્રાન્તને સારૂ એક એક પ્રાન્તિક સમિતિ ( કોંગ્રેસ કમિટી ) રચાશે.

ख દરેક પ્રાન્તિક સમિતિ કલમ ત્રીજીમાં જણાવ્યા મુજબની જીલ્લા સમિતિઓ અને બીજી સમિતિઓ સ્થાપશે અને તેમાં સભાસદો દાખલ કરવાને તથા કામકાજ ચલાવવાને લગતાં ધારાધોરણ બાંધશે; પણ તે આ બંધારણના અગર મહાસમિતિએ બાંધેલા કોઇ નિયમથી વિરોધી ન હોવાં જોઇએ.

ग દરેક પ્રાન્તિક સમિતિમાં પ્રાન્તિક સમિતિએ બાંધી આપેલાં ધારાધોરણોને અનુસરીને જીલ્લા સમિતિઓ અને બીજી સમિતિઓએ વરસે વરસે ચૂંટી આપેલા પ્રતિનિધિઓ રહેશે.

**૭. સ્થાનિક સમિતિના સભાસદો**—કલમ ચોથીની રૂએ સભાસદ થવાને અપાત્ર ન હોય તે કોઇ પણ પુરુષ કે સ્ત્રી વાર્ષિક ચાર આના લવાજમ ભરીને પ્રાન્તિક સમિતિના હાથ નીચેના કોઇ પણ સ્થાનિક સમિતિના સભાસદ થઇ શકશે, પણ એકીવખતે બે સમિતિમાં સભાસદ થઇ શકશે નહિ.

**૮. પ્રતિનિધિઓ**—દરેક પ્રાન્તિક સમિતિ મહાસભા માટે પ્રતિનિધિઓ ચુંટાવવાને જોખમદાર રહેશે. ૨૧ વર્ષની અંદરના અને મહાસભાના ધ્યેયને માન્ય ન કરનાર કોઇ પણ માણસ પ્રતિનિધિ થઇ શકશે નહિ.

છેલ્લા વસ્તીપત્રક મુજબ દેશી રાજ્યો સુદ્ધાંની દરેક પ્રાન્તની વસ્તીમાંથી વધારેમાં વધારે દર પચાસ હજારે એક પ્રતિનિધિ મહાસભામાં મોકલી શકાશે. પણ દેશી રાજ્યની પ્રજાને ચુંટણીમાં ભાગ આપવાથી તે રાજ્યની આંતરિક વ્યવસ્થામાં વચ્ચે પડવાનો મહાસભાને અધિકાર રહેશે નહિ.

મહાસમિતિના સભાસદો પોતાના હોદ્દાની રૂએ મહાસભાના પ્રતિનિધીઓ ગણાશે. પ્રાન્તિક સમિતિઓએ, તેમના પ્રાન્તમાંથી કોઈ હોદ્દાની રૂએ મહાસમિતિમાં બેઠક ધરાવતા હોય તો તે તથા ચૂંટી મોકલેલા મહાસમિતિના સભાસદો જેટલી સંખ્યા ઘટાડીને પોતાના પ્રતિનિધિઓ ચૂંટવા.

દરેક પ્રાન્તિક સમિતિ આ પ્રતિનિધિઓનાં, નાની કોમોનાં અને જે જે વર્ગો કે મંડળોને ખાસ રક્ષણની જરૂર છે તે બધાંને ઘટતું પ્રતિનિધિત્વ મળે એ રીતે પ્રતિનિધિઓ ચુંટવા વિષે નિયમો ઘડશે.

આ નિયમોથી મતદાર સંઘો રચવામાં આવશે અને દરેક જાતના રાજદ્વારી મત કે પંથને મહાસભામાં સ્થાન મળી શકે એવું ચુંટણીનું એક ઘટતું ધોરણ ઘડવામાં આવશે.

આવી પ્રાન્તિક સમિતિઓ પોતે બાંધેલા નિયમો આ વર્ષે એપ્રિલ આખર અગાઉ મહાસભાના સાધારણ મંત્રીઓ ઉપર મોકલી આપશે અને તેઓ જાહેર પ્રજાની જાણને સારૂ તે જેમ બને તેમ જલદી બહાર પાડશે.

દરેક પ્રાન્તિક સમિતિ ભવિષ્યમાં મળનારી મહાસભાની સ્વાગત સમિતિને દર વર્ષે તા. ૨૫ મી ડિસેમ્બરની અંદર અને ખાસ બેઠક હોય તો બેઠકની તારીખથી ઓછામાં ઓછા દસ દિવસ અગાઉ પોતાના પ્રાન્તના પ્રતિનિધિઓની એક કક્કાવારી યાદી તેમનાં પૂરાં નામ, ધંધો, ઉમ્મર, ધર્મ અને ઠેકાણાની વિગતો સાથે મોકલી આપશે.

**૯. લવાજમ—क** દરેક પ્રાન્તિક સમિતિ મહાસમિતિને તે વખતોવખત ઠરાવે તે વાર્ષિક લવાજમ આપે.

**ख** મહાસભાની સમિતિનો કોઇ પણ સભાસદ જેણે પોતાનું લવાજમ ભર્યું ન હોય તે પ્રતિનિધિની ચુંટણી વેળાએ ચુંટણીમાં ભાગ લઇ શકશે નહિ અગર જાતે ચુંટાઇ શકશે નહિ.

**૧૦. પ્રતિનિધિનું પ્રમાણપત્ર**—કલમ ૮ માં જણાવેલી દરેક સમિતિ રીતસર ચુંટાયેલા પ્રતિનિધિઓને માટે આપેલા નમુના મુજબનું સમિતિના મંત્રીની સહીવાળું પ્રમાણપત્ર આપે.

**૧૧. પ્રતિનિધિની ફી**—દરેક પ્રતિનિધિ ઉપર મુજબના પ્રમાણપત્ર સાથે રૂા. ૧૦) ફી આપવાથી મહાસભાના મંડપમાં દાખલ થવાની ટિકિટ મહાસભાના કાર્યાલયમાંથી મેળવી શકશે.

**૧૨. મતાધિકાર**—મહાસભાની બેઠકોમાં મત આપવાનો અગર તો તેના કામકાજમાં બીજી જાતનો ભાગ લેવાનો અધિકાર માત્ર પ્રતિનિધિઓને જ રહેશે.

**૧૩. સ્વાગતસમિતિ**—જે પ્રાન્તમાં મહાસભા મળવાની હોય તે પ્રાન્તની પ્રાન્તિક સમિતિ મહાસભાની વાર્ષિક બેઠક પહેલાં ઓછામાં ઓછા ૭ મહિના અગાઉથી સ્વાગત સમિતિ સ્થાપન કરશે અને પ્રાન્તિક સ્વાગત સમિતિના સભાસદ ન હોય એવા ગૃહસ્થોને પણ તેમાં દાખલ કરી શકશે. સ્વાગતસમિતિનો દરેક સભાસદ ઓછામાં ઓછું રૂ. ૨૫ નું લવાજમ આપશે.

૧૪. સ્વાગતસમિતિ પોતાના સભાસદોમાંથી જ પોતાને માટે પ્રમુખ અને બીજા અમલદારોને ચુંટી કહાડશે.

૧૫. સ્વાગતસમિતિ મહાસભાની બેઠકના ખરચને સારૂ પૈસા એકઠા કરશે. નીચેની કલમમાં દર્શાવેલી પદ્ધતિ મુજબ મહાસભાને માટે પ્રમુખની ચુંટણી કરશે, અને મહાસભાને માટે આવનાર પ્રતિનિધિઓ અને પરોણાઓ તેમજ બનતાં લગી પ્રેક્ષકોના પણ સ્વાગતની અને ઉતારાની બધી સગવડો કરશે, મહાસભાના કામકાજનો અહેવાલ છાપવાની તથા બહાર પાડવાની ગોઠવણ કરશે અને મહાસભાની બેઠક વીત્યા બાદ ૪ મહિનાની અંદર થયેલ આવકખરચનું સરવૈયું પ્રાન્તિક સમિતિ આગળ રજુ કરશે.

**૧૬. પ્રમુખની ચુંટણી**—જુદી જુદી પ્રાન્તિક સમિતિઓ બનતાં સુધી જુનની આખર સુધીમાં મહાસભાના પ્રમુખપદ માટે પોતપોતાની પસંદગીનાં નામો સ્વાગતસમિતિને સૂચવશે. ત્યાર પછી સ્વાગત સમિતિ બનતાં લગી જુલાઇના પહેલા જ અઠવાડીઆમાં આવી રીતે સૂચવવામાં આવેલાં બધાં નામો એકઠાં કરી પ્રાન્તિક સમિતિઓને છેલ્લી પસંદગીને માટે પાછાં મોકલશે. છેલ્લી પસંદગીમાં દરેક પ્રાન્તિક સમિતિ વધારે નહિ પણ એક જ નામ સૂચવશે; આવી રીતે જેનું નામ

બહુમતીથી પસંદ થાય તે નામ જો ખાસ બોલાવવામાં આવેલી સ્વાગતસમિતિની બેઠકમાં વધુમતે પસંદ થાય તો આવતી મહાસભાના પ્રમુખ તરીકે તેઓ કાયમ થશે. પરંતુ પ્રાન્તિક સમિતિઓએ સૂચવેલું નામ જો સ્વાગતસમિતિને પસંદ ન પડે અથવા આવી રીતે ચૂંટેલા પ્રમુખનું મરણ થાય, તેઓ રાજીનામું આપે અગર બીજું કોઇ અકસ્માત કારણ બને, તો સ્વાગતસમિતિ તરત જ તે બીના મહાસમિતિને જણાવશે, અને તે પોતાનો ચુકાદો બનતાં સુધી સપ્ટેમ્બરની આખર પહેલાં જાહેર કરશે. ચુંટાયેલા પ્રમુખ જે પ્રાન્તમાં મહાસભા મળવાની હોય તે પ્રાન્તના ન હોય એ શરતે ઉપરની સ્વાગતસમિતિએ કરેલી અગર તો તેને અભાવે મહાસમિતિએ કરેલી આવી નિમણુક કાયમની ગણાશે. મહાસભાની ખાસ અગર અસાધારણ બેઠકના પ્રમુખની ચુંટણી ઉપરની શરત સાચવીને મહાસમિતિ કરશે.

૧૭. **નાણાંની વ્યવસ્થા**—**क** સ્વાગતસમિતિ પોતાના પ્રાન્તની સાધારણ કે અસાધારણ પ્રાન્તિક સમિતિ મારફત, મહાસભાની સાધારણ કે અસાધારણ બેઠક વીત્યા બાદ બે અઠવાડીયાની અંદર મહાસભાનાં નાણાંમાંની પ્રતિનિધિઓના લવાજમની આવેલી રકમમાંથી અરધી રકમ મહાસમિતિને આપશે.

**ख** મહાસભાની બેઠકનો બધો ખરચ કાઢતાં સ્વાગતસમિતિ પાસે જો કંઇ નાણાં બચે તો તે પોતાના પ્રાન્તની પ્રાન્તિક સમિતિને તે પ્રાન્તના પ્રાન્તિક મહાસભા ફંડ તરીકે રાખવા સોંપશે.

૧૮. **હિસાબ તપાસણી**—સ્વાગત સમિતિના આવક તથા ખરચના હિસાબ તે પ્રાન્તની પ્રાન્તિક સમિતિએ નીમેલ એક કે વધારે તપાસનીસ તપાસશે અને તેમની નોંધ સાથેનું આવકખરચના હિસાબનું સરવૈયું મહાસભા વીત્યા બાદ મોડામાં મોડું છ મહિના સુધીમાં પ્રાન્તિક સમિતિને મોકલી આપશે.

૧૯. **મહાસમિતિ**—મહાસમિતિમાં હોદ્દાની રૂએ થનારા સભાસદો ઉપરાંત ૩૫૦ સભાસદોની બનશે. મહાસભાની પાછલી બધી બેઠકોના પ્રમુખો, ચુંટાયેલા પ્રમુખ તેમજ મહાસભાના મંત્રીઓ અને ખજાનચીઓ જો તેઓ મહાસભાનું ધ્યેય માન્ય રાખી કોઇ સમિતિમાં સભાસદ તરીકે જોડાય તો પોતાના હોદ્દાની રૂએ મહાસમિતિના સભાસદો ગણાશે.

દરેક પ્રાન્તિક સમિતિ પોતાને ભાગે આવતી મહાસમિતિના સભાસદોની સંખ્યાને પોતાના હાથ નીચેની (મહાસભાની) સમિતિઓના સભાસદોમાંથી ચુંટી મોકલે.

દરેક પ્રાન્તની ભાષાની દૃષ્ટિએ નવેસર રચના કરવામાં આવશે અને પછી તેના વસ્તીપત્રકના પ્રમાણું ઉપર અગર મહાસમિતિને વધુ યોગ્ય લાગે તેવા બીજા કોઇ ધોરણે પ્રતિનિધિઓની સંખ્યા ઠરાવી આપવામાં આવશે અને તે સંખ્યા જાન્યુઆરી ૧૯૨૧ ની ૩૧ મી તારીખ પહેલાં મહાસમિતિ તરફથી જાહેર કરવામાં આવશે.

આ ચુંટણી પ્રતિનિધિઓને વિષે ઉપર આપેલી પદ્ધતિ મુજબ કરવામાં આવશે.

મહાસમિતિના સભાસદોની ચુંટણી સામાન્ય રીતે નવેમ્બર મહિનામાં થશે.

આ બંધારણ મુજબ પહેલી મહાસમિતિ તા. ૩૦મી જુન ૧૯૨૧ સુધીમાં રચાશે; ત્યાં સુધી હાલના સભાસદો ચાલુ રહેશે.

૨૦. મહાસમિતિમાં ચુંટી મોકલેલા સભાસદોને તે તે પ્રાન્તના પ્રાન્તિક સમિતિના મંત્રીઓ મહાસમિતિના સભાસદ તરીકે ચુટયા બાબતનું પ્રમાણપત્ર આપે.

૨૧. મહાસમિતિ મહાસભાની વરસોવરસની કારભારી સમિતિ ગણાશે અને મહાસભાએ જે વિષે નિર્ણય ન કર્યો હોય એવી જે કોઇ નવી બાબતો ઉભી થાય તેનો ને નિકાલ કરશે. આ કામને માટે મહાસમિતિ આ બંધારણના વિરોધી ન હોય એવા પોતાના પેટાકાયદા ઘડી શકશે.

૨૨. મહાસભાના પ્રમુખ ત્યાર પછીના વરસને માટે મહાસમિતિના પ્રમુખ ગણાશે.

૨૩. **સાધારણ મંત્રીઓ**—મહાસભાના ત્રણ સાધારણ મંત્રીઓ તથા બે ખજાનચીઓ નીમાશે અને તેમની ચુંટણી મહાસભા વરસોવરસ કરશે. સાધારણ મંત્રીઓ મહાસમિતિના વરસ દરમિયાનના કામકાજનો અહેવાલ તૈયાર કરશે અને તેમના હાથમાં આવેલાં નાણાંના પૂરા હિસાબો સાથે તે વરસની મહાસભાની બેઠકના દિવસો પહેલાં તે જ સ્થળે મહાસમિતિની સભા બોલાવીને તેની સમક્ષ તે રજુ કરશે. ત્યાર પછી એ હિસાબો તેમજ અહેવાલોની નકલો મહાસભા આગળ મુકવામાં આવશે અને તે જુદી જુદી મહાસભાની સમિતિઓને પણ મોકલવામાં આવશે.

૨૪. **કારોબારી સમિતિ**—મહાસમિતિ પોતાની પહેલી જ સભામાં એક કારોબારી સમિતિ નીમશે; જેમાં, પ્રમુખ, મંત્રીઓ, ખજાનચીઓ ઉપરાંત બીજા નવ સભાસદો ચુંટાશે અને તેમાં આ સમિતિ મહાસમિતિ તરફથી વખતોવખત સોંપવામાં આવનાર કામો કરશે.

૨૫. **મહાસમિતિની બેઠકો**—મહાસમિતિ પોતાના માથા ઉપરનાં કામો પાર પાડવાને જેટલી વાર જરૂર પડે તેટલી વાર અગર તો તેના પંદર સભાસદો સ્પષ્ટ ઉદ્દેશ જાહેર કરીને મહાસમિતિની બેઠક બોલાવવાની માગણી કરે ત્યારે મળશે.

૨૬. **ચર્ચાસમિતિ**-મહાસમિતિ ચુંટાયા બાદ મહાસભાની જે સાધારણ કે અસાધારણ બેઠક મળે તેની ચર્ચાસમિતિ (સબ્જેક્ટ્સ કમિટી) ઉપલી મહાસમિતિના સભાસદોની જ બનશે.

૨૭. ચર્ચાસમિતિ મહાસભાની બેઠક પહેલાં ઓછામાં ઓછા બે દિવસ પછી મળશે. મહાસભાના પ્રમુખપદ માટે ચુંટાયેલા સદ્‌ગૃહસ્થ જ તે સમિતિનું પ્રમુખસ્થાન લેશે અને તે કારગ થતા મંત્રીઓ મહાસભાની મળનારી બેઠકમાં રજુ કરવાના કાર્યક્રમનો તેમજ જુદી જુદી પ્રાન્તિક સમિતિઓ તરફથી ભલામણ થઇ આવેલા ઠરાવોના ખરડા રજુ કરશે.

૨૮. ચર્ચાસમિતિ એ કાર્યક્રમ ઉપર ચર્ચા કરશે અને મહાસભાની ખુલ્લી બેઠકમાં રજુ કરવા માટે ઠરાવો તૈયાર કરશે.

૨૯. મહાસભાની બેઠકના દિવસોમાં પણ જરૂર હોય ત્યારે ત્યારે બેઠકના વખતની બહાર ચર્ચાસમિતિ વખતોવખત મળશે.

૩૦. જે વિષયની સામે હિન્દુ અથવા મુસલમાન પ્રતિનિધિઓમાંથી ¾ ભાગના પ્રતિનિધિઓ વાંધો લે તે ચર્ચાસમિતિમાં ચર્ચવા યોગ્ય ગણાશે નહિ; અને કોઇ વિષયની ચર્ચા થવા દીધા બાદ હિન્દુ અગર મુસલમાન પ્રતિનિધિઓમાંથી ¾ ભાગના તે ઠરાવની સામે છે એવું જણાઇ આવશે તો તેવો ઠરાવ પણ રદ કરવામાં આવશે.

૩૧. **ધારાધોરણ**—આ બંધારણમાં ન આવી જનારી અને તેના સિદ્ધાન્તની વિરુદ્ધ ન હોય એવી બીજી બધી બાબતોને લગતા ધારાધોરણ બનાવવાનો મહાસમિતિને અધિકાર રહેશે.

૩૨. જુના બંધારણનાં ધારાધોરણો અને ધ્યેય મુજબ આજ સુધી થયેલાં કાર્યોને બાધ ન આવે એવી રીતે તે રદ કરવામાં આવે છે.

---

# પ્રાન્તિક સમિતિઓ માટે—

પ્રાન્તિક સમિતિઓનું કાર્ય સરળતાપૂર્વક ચલાવી શકાય તેટલા માટે મેં નીચે મુજબ કાચા નિયમો ઘડી કાઢ્યા છે. તેમાં બેશક તે સમિતિઓ તેમની ઇચ્છા મુજબ સુધારાઓ કરી ફેરફાર કરી શકે છે, યા તો તેને નાપસંદ કરી શકે છે. માર્ગદર્શક તરીકે જ એ ઘડી કહાડવામાં આવ્યા છે. જુન માસની આખર સુધીમાં રાષ્ટ્રીય મહાસભાની આખી સંસ્થા નવા બંધારણ મુજબ આપણે નવેસરથી રચવા બંધાયેલા છીયે અને એ કામ ઝટ આટોપી લેવું હોય તો આપણે સમય ગુમાવી શકતા નથી. આપણે વ્યવસ્થાપૂર્વક ઉત્તમ કાર્યદક્ષતાથી આ નવી સંસ્થાને ઉપજાવી શકીયે અને હજારો સ્ત્રી અને પુરુષોને સભાસદો બનાવી શકીયે. જેઓ ચાલાક કાર્ય કરનારાઓ હોય અને અસહકારનો ઠરાવ અમલમાં મુકવાનો દૃઢ નિશ્ચય તેમનામાં હોય તો સ્હેજમાં તેઓ તો જોઇ લેશે કે એક વર્ષની અંદર સંપૂર્ણ શાન્તિ જાળવી લોહીનું એક બિન્દુ રેડ્યા સિવાય આપણે મહાન રાજ્યક્રાન્તિ કરી શકીયે છીયે. અસહકારના ઠરાવનો આખો કાર્યક્રમ એ જ માન્યતા ઉપર રચાયેલો છે કે બ્રિટિશ સત્તાનો કાબુ પ્રજાના મરજીઆત સંબંધને જ વશ છે. એ સત્ય છે કે એ કાબુ અજાણપણે નભ્યે જાય છે. ધાસ્તીને લઇને એ કાબુ હસ્તી ધરાવે છે. એ પણ સાચું છે કે આપણામાંના કેટલાકો પણ જુદી જુદી જાતની લોભાવનારી લાલચોને વશ થયેલા છે, તેથી સુદ્ધાં એ સત્તા ટકેલી છે. એટલે આ ચળવળ એમ બતાવી આપવાનો પ્રયાસ છે કે જે પળે આપણે આપણી મરજીઆત મદદ આપતા બંધ થઇ જઇએ, ધાસ્તીને ત્યજી દઇયે અને લાલચોમાં લોભાતા અટકી પડીયે તે જ પળે આપણે સ્વાધીન પ્રજા થઇ શકીયે છીયે. મારી માન્યતા છે કે ઘણાઓ માને છે તેમ આ વિધિમાંથી પસાર થવું એ મુશીબતનું કાર્ય નથી. મારો અભિપ્રાય બરાબર છે કે નહિ એ ચાલુ વર્ષ દર્શાવી આપશે. રાષ્ટ્રીય મહાસભાના મંડપની છાયા નીચે જે હજારો દેશબન્ધુઓ એકત્ર થયા હતા તેમનામાંના ઘણાએ મારી એ માન્યતાને સ્વીકારેલી છે. એ માન્યતાને વ્યવહારમાં યોજી બતાવવી એ હવે તેમના હાથની વાત છે

## નિયમોનો ખરડો

૧. નવા યોજેલા પ્રાન્તની જુની પ્રાન્તિક સમિતિ અને જીલ્લા સમતિ નુવા બંધારણ નીચેની પ્રાન્તિક સમિતિઓના ભાગ તરીકે ગણી શકાશે.

૨. એવી સમિતિના જેઓ હાલ સભાસદો છે તેઓ જો નવા બંધારણને કબુલ રાખે તો ઇલાકાની જીલ્લામાં વહેંચણી કરી નાખવાનું કામ તુરત હાથમાં લેવું. જ્યાં જ્યાં સંભવિત હોય ત્યાં ત્યાં હાલના જે જે જીલ્લાઓ હસ્તીમાં છે તેને કાયમ રાખવા.

૩. એવા દરેક જીલ્લાને તાલુકા અગર તો તહેસીલમાં વહેંચી નાખવા અને જે જે તાલુકા કે તહેસીલ હાલ હયાતીમાં હોય તેને બની શકે ત્યાં સુધી કાયમ રાખવા.

૪. દરેક તાલુકાને કસ્બા અગર ફિરકામાં વહેંચવા.

૫. હયાતી ધરાવતી દરેક જીલ્લા સમિતિ પોતાની હદમાં આવતાં ગામડાંઓમાંથી નવા બંધારણના નિયમ મુજબ સભાસદ થવાને યોગ્ય હોય તેવા અનેક સભાસદો બનાવે અને એ સભાસદોનાં નામો ચુંટણીના પત્રકમાં મુકે. જુદી જુદી જીલ્લા સમિતિના પ્રતિનિધિ તેમજ મહાસભાના પ્રતિનિધિ ચુંટાવાને તેઓ હકદાર રહેશે.

૬. પ્રત્યેક સોમવારે જીલ્લા સમિતિને સભાસદોની ક્રમવાર યાદી તેનાં પૂરાં નામ, શીરનામાં તથા ધંધા સાથે મોકલી આપવી.

૭. દરેક જીલ્લા સમિતિ સભાસદોની ફી ઉઘરાવવા માટે જોખમદાર રહે અને કલમ ૭ માં દર્શાવ્યા પ્રમાણે તેમાંની અરધી ફી પ્રાન્તિક સમિતિને તે જ વખતે મોકલી આપે.

૮. દરેક ગામમાં પાંચથી વધુ માણસો સભાસદ થઇ શકે તો મહાસભા સમિતિ સ્થાપી શકાય. સભાસદોમાંથી એક પ્રમુખ, એક મંત્રી, એક ખજાનચી અને બીજા બે સભાસદો મળી ગ્રામ પંચાયત અથવા મહાજન સ્થાપવું.

૯. આવી પંચાયત તે ગામમાં રહેતા દરેક બાળક—પછી તે છોકરો યા છોકરી હોય—તેની પ્રાથમિક કેળવણી માટે જોખમદાર રહેશે, દરેક ઘરમાં રેંટીયો દાખલ કરશે, ગામની તન્દુરસ્તી ઉપર દેખરેખ રાખશે અને ગામને લાગુ પડી શકે તેટલા પ્રમાણમાં મહાસભાના અસહકારના ઠરાવના કાર્યક્રમને અમલમાં મુકવા જોખમદાર રહેશે.

૧૦. દરેક જીલ્લા સમિતિની એ ફરજ છે કે પોતાની હદમાં આવેલાં ગામોની સમિતિ ઉપર દેખરેખ રાખે અને તેના કામને વ્યવસ્થિત કરે.

૧૧. પ્રત્યેક જીલ્લા સમિતિ દશ સભાસદોની બનેલી હોવી જોઇયે: તેની ચુંટણી જુદી જુદી સંસ્થાના સભાસદો કરે. જીલ્લાની મુસલમાન વસ્તીના પ્રમાણમાં જીલ્લા સમિતિમાં મુસલમાન સભાસદ પણ હોવા જોઇયે. વળી બની શકે ત્યાં સુધી એક સ્ત્રી સભાસદ અને એક પછાત વર્ગનો એવા પણ બે સભાસદો હોવા જોઇયે.

૧૨. આવી રીતે ચુંટાયેલી જીલ્લા સમિતિના પ્રતિનિધિઓ પોતામાંથી એક પ્રમુખ, એક મંત્રી તથા એક ખજાચીને ચુંટી લે.

૧૩. જીલ્લા સમિતિના ચુંટાયેલા પ્રતિનિધિઓ કલમ ૧૧મીમાં બતાવેલા ધોરણે પ્રાન્તિક સમિતિ માટે પ્રતિનિધિઓ ચુંટે. મહાસમિતિ માટે પ્રતિનિધિઓની સંખ્યા નક્કી કરેલી છે તે સંખ્યાથી બીજા દશ વધુ પ્રતિનિધિઓ પ્રાન્તિક સમિતિ માટે ચુંટવા.

૧૪. આવી રીતે ચુંટાયેલા પ્રતિનિધિઓ પોતામાંથી એક પ્રમુખ, મંત્રી, ખજાનચી અને બીજા ચાર સભાસદો ચુંટી લે. તેઓ ઇલાકાનું કામકાજ ચલાવે અને વખતો વખત મહાસભાના ઠરાવને અમલમાં મુકવા માટે પ્રાન્તિક સમિતિને જોખમદાર રહે.

૧૫. જીલ્લા સમિતિના પ્રતિનિધિઓની ચુંટણી ફેબ્રુઆરી માસની તા. ૨૧ મીએ થાય અને ફેબ્રુઆરી માસની ૧૫ મા તારીખે પાંચ વાગ્યા સુધી સભાસદોની નોંધબુકમાં જેટલા સભાસદો નોંધાયા હોય તેટલામાંથી જ થાય.

૧૬. ચુંટણીને માટે મતદારોની જાહેર સભા બોલાવવી. દરેક જીલ્લા સમિતિ નિયત કરે તેવી સગવડવાળી જગ્યાએ ખુલી રીતે ચુંટણીની સભા રાખવી. સમિતિનો મંત્રી સભા બોલાવે, અને ચુંટણીનું પરિણામ પણ એ જ જાહેર કરે.

૧૭. ઇલાકાની મુખ્ય આફિસે માર્ચ માસની તા. ૪ થીએ પ્રાન્તિક સમિતિના પ્રતિનિધિઓની ચુંટણી થાય. ચાલુ પ્રાન્તિક સમિતિનો મંત્રી સભા બોલાવનાર તરીકે હશે અને તે ચુંટણીનું પરિણામ જાહેર કરશે.

૧૮. પ્રાન્તિક સામતિના મતદારો પોતાનો મત ટપાલદ્વારા પણ નોંધાવી શકે.

૧૯. દરેક ચુંટણીનું પરિણામ મંત્રી વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરે.

૨૦. પ્રાન્તિક સમિતિ તેમજ જીલ્લા સમિતિઓના મંત્રીઓ બની શકે ત્યાં સુધી આખો વખત એ જ કામ કરનારા હોવા જોઇયે અને જરૂર જણાય તો તેમને પ્રાન્તિક યા જીલ્લા ફંડમાંથી પગાર આપવો.

૨૧. મહાસભા માટે પ્રતિનિધિઓની ચુંટણી નવેમ્બર માસની ૧૫ મી તારીખે થાય.

૨૨. પ્રાન્તિક સમિતિ મહાસભા માટે તાલુકાઓમાંથી ચુંટવાના પ્રતિનિધિઓની સંખ્યા તેના પ્રમાણમાં નક્કી કરી આપે, અને તાલુકાઓમાં જીલ્લા સમિતિઓ પસંદ કરે તે સ્થળે જીલ્લાએ મંજુર કરેલા અમલદારોની દેખરેખ હેઠળ ચુંટણીનું કામ ચાલે.

૨૩. એ ચુંટણીનાં પરિણામ જુદી જુદી જીલ્લા સમિતિ મોડામાં મોડા ડિસેમ્બરની તા. ૧ લી સુધીમાં મોકલી આપે.

૨૪. પ્રાન્તિક સમિતિ દર માસે ઓછામાં ઓછી એકવાર મળે અને જીલ્લાની સંસ્થાઓ તરફથી મળતા સમાચારો ઉપર વિચાર ચલાવી મહાસભાએ પસાર કરેલા ઠરાવોને અમલમાં મુકવા યોગ્ય પગલાં ભરે.

૨૫. આ ધારાઓ એક વરસ એટલે કે તા. ૩૧ મી ડિસેમ્બર સુધી અગર તો નવી પ્રાન્તિક સમિતિ તેમાં વખતોવખત સુધારાવધારા કરે ત્યાં સુધી અમલમાં રહે.

# બેઝવાડાનો ઠરાવ*

આ સમિતિનો અભિપ્રાય છે કે મહાસભાની તમામ સમિતિઓએ અને મહાસભાના કાર્યકર્તાઓએ પોતાનું સમગ્ર ધ્યાન નીચેનાં કામોમાં રોકવું

દરેક પ્રાન્તની વસ્તીના પ્રમાણમાં ૩૦ મી જુન સુધીમાં

૧ એક કરોડ રૂપિયા ટિળક સ્વરાજ ફાળામાં ભેગા કરવા.

૨ એક કરોડ સભાસદો મહાસભાના ચોપડે નોંધવા, અને

૩ વીસ લાખ રેંટીયા ગામડાંમાં અને ઘરોમાં ચાલુ કરવા.

* સને ૧૯૨૧ ના માર્ચ માસની ૩૧ મી તારીખે બેઝવાડામાં મળેલી મહાસમિતિએ કરેલો ઠરાવ.

# મુંબઈની મહાસમિતિના ઠરાવો*

૧. શાહજાદાના આગમનનો બહિષ્કાર.

૨. બેઝવાડાનો કાર્યક્રમ પાર પાડવા માટે બધા પ્રાન્તોને અને ખાસ કરીને મુંબઈને ધન્યવાદ; તથા સપ્ટેમ્બરની ૩૦ મી તારીખ સુધીમાં પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવા પ્રજાને આગ્રહભરી ભલામણ. રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થાઓને બની શકે તેટલો વધુ વખત કાંતવા તથા વણવા પાછળ આપવાની ભલામણ; દેશમાંના વણકર, રેંટીયા, હાથવણાટનું કાપડ ઇત્યાદિના આંકડા કાઢવાની તેમજ પરદેશી કાપડ જેની જેની પાસે હોય તેમને તે બાળી નાખવાની અગર તો સ્મર્ના મોકલવાની ભલામણ; તેમજ આ પ્રવૃત્તિનો લાભ લઇ કાપડના ભાવો વધારી ન મુકવાની મીલમાલિકોને વિનન્તિ.

૩ દારૂ અગર બીજા કેફી પદાર્થો સામે હાલ ચાલેલી પ્રવૃત્તિ માટે સમિતિ સન્તોષ જાહેર કરે છે અને પીઠાંઓના પહેરા કરનારાઓને ગેરવાજબી રીતે અટકાવવાનું ધોરણ સરકાર ચાલુ રાખશે તો તે છતાં પણ પહેરાનું કામ ચાલુ રાખવા સમિતિ સલાહ આપશે. દારૂ તેમજ તાડીના દુકાનદારોને પણ સમિતિની વિનન્તિ છે કે તેમણે લોકલાગણીને માન આપી પોતાનો ધંધો તાબડતોબ બંધ કરવો.

૪ માલેગામ તેમજ અલીગઢના લોકોને હાથે સામા પક્ષના લોકોની પજવણીભરી વર્તણુકથી ચીડાઇને જે અત્યાચાર થયા તે માટે સમિતિને દુઃખ થાય છે. સમિતિ મહાસભાસમિતિઓને ભલામણ કરે છે કે અસહકારનું બધું બળ તે પ્રવૃત્તિ શાન્તિપૂર્વક ચલાવવામાં જ રહેલું છે એ વાત પ્રજાના મનપર ઠસાવવા ખૂબ પ્રયત્નો કરવા. બાકી ધારવાડ, માતિઆરી, ગુંતૂર, કાલિકત, ચિરાલા વગેરે ઠેકાણે લોકોએ જે ખામોશી અને સંયમ બતાવ્યાં તે માટે સમિતિ તેમને ધન્યવાદ આપે છે.

૫. ઠેકઠેકાણે થયેલા નાહકના ગોળીબારથી મરણ પામેલા લોકોનાં કુટુંબો તરફ સમિતિ પોતાની સહાનુભૂતિ પ્રગટ કરે છે અને તેમને મુબારકબાદી આપે છે. તેમ એવા ગોળીબારમાં જખમી થયેલા તેમજ જુદા જુદા મુકદ્દમાઓમાં આવી જેલ ગયેલા બહાદુર લોકોને પણ સમિતિ મુબારકબાદી આપે છે. વળી એવા જેલ ગયેલા ઘણાખરા દેશભક્તોએ જામીન ન આપતાં અગર તો અદાલત આગળ પોતાનો બચાવ

* ઇ. સ. ૧૯૨૧ ના જુલાઈની તા. ૨૮–૨૯–૩૦ મીએ મુંબઇમાં મળેલી મહાસમિતિએ કરેલા ઠરાવો.

ન કરતાં જેલમાં જવાનું પસંદ કર્યું તે માટે આ સમિતિ પોતાનો સંતોષ જાહેર કરે છે. આ સમિતિનો એવો જ મત છે કે સ્વેચ્છાપૂર્વક દુઃખ સહન કરવા તૈયાર થવું એ જ હિન્દુસ્તાનને સારૂ સ્વરાજ મેળવવાનો માર્ગ છે અને તેથી જ નિર્દોષ સ્ત્રીપુરુષોએ પોતાનો કશો જ બચાવ કરવાની ના પાડી જેલમાં જવું જરૂરનું છે.

૬ આ સમિતિ માને છે કે બધા પ્રાન્તોમાં અને ખાસ કરીને સંયુક્ત પ્રાન્તોમાં જે દબાણ ચાલી રહ્યું છે તે સ્વરાજ નજીક આવતું જાય છે તેની નિશાની રૂપ છે. તેથી એવા દબાણથી પ્રજા ડરી કે દબાઇ ન જતાં કામ આવી જતા અગર તો જેલ જતા નિર્દોષ દેશભક્તોની જગા પૂરનારા સેંકડો દેશભક્તો આગળ આવશે એવી સમિતિને આશા છે.

૭ સંયુક્ત પ્રાન્ત વગેરે ઠેકાણાના કાર્યકર્તાઓની ઇચ્છા એવી છે કે સરકારની સખ્તીના જવાબમાં હવે વગરવિલંબે કાયદાનો સવિનયભંગ શરૂ કરવો. આ માગણી વ્યાજબી છે એવો આ સમિતિનો અભિપ્રાય છે, તથાપિ આખા દેશભર શાન્તિનું વાતાવરણ ટકી રહેવાને વિષે વધુ ખાતરી મેળવવા સારૂ સ્વદેશીને લગતો સમિતિનો કાર્યક્રમ પૂરો થતાં સુધી કાયદાના એવા સવિનય ભંગની શરૂઆત ન કરવી એવો આ સમિતિનો મત છે. કાયદાના સવિનય ભંગના કાર્યક્રમને અમલમાં મુકવાને જોઇતી તૈયારીને વિષે ખાતરી થતાંની સાથે જ જરૂર જણાય તો મહાસભાની ખાસ બેઠક બોલાવીને પણ કાયદાના સવિનય ભંગનો કંઇ પણ કાર્યક્રમ હાથ ધરવાની ભલામણ કરવા સમિતિ અચકાશે નહિ. આમ છતાં એકાદા પ્રાન્તમાં અગર સ્થળમાં એવો ભંગ તાબડતોબ શરૂ કરવાની સ્થિતિ ઉભી થાય તો તે પ્રાન્તની મહાસભા-સમિતિ મારફત કાર્યકારી સમિતિની મંજુરી મેળવીને તે ચોકસ પ્રાન્તમાં કે સ્થળમાં કાયદાનો સવિનય ભંગ શરૂ કરવાને હરકત નથી. માત્ર કાર્યકારી સમિતિ તેવી મંજુરી મહાસભાના બંધારણને અનુસરીને જ આપે.

# મુંબઇની કારોબારી સમિતિના ઠરાવો*

## સરકારી નોકરી

કારોબારી સમિતિ અલી બિરાદરોને તેમજ જગદ્‌ગુરુ શંકરાચાર્ય વગેરેને તેમના ઉપર કામ ચાલુ થયા બદલ મુબારકબાદી આપે છે અને કરાંચીમાં મળેલી

* ઇ. સ. ૧૯૨૧ના ઑક્ટોબરની પાંચમી તારીખે મુંબઇમાં મળેલી કારોબારી સમિતિએ કરેલા ઠરાવો.

ખિલાફત પરિષદે સરકારની લશ્કરી નોકરીની બાબતમાં પસાર કરેલા ઠરાવનો વિચાર કરતાં એવો અભિપ્રાય જાહેર કરે છે કે ખિલાફત પરિષદે એ ઠરાવ પસાર કરવામાં કલકત્તા ખાતે મળેલી મહાસભાની ખાસ બેઠકના તેમજ નાગપુર ખાતે મળેલી મહાસભાની સામાન્ય બેઠકે કરેલા ઠરાવોનો જ અનુવાદ કર્યો છે. વળી આ સમિતિ એવા મતની છે કે જે સરકારે લશ્કરી સિપાઇઓનો અને પોલીસનો ઉપયોગ રોલેટ ઍક્ટ વગેરે પ્રસંગે કર્યો તેમ પ્રજાની વાજબી અને સ્વાભાવિક રાષ્ટ્રભાવનાઓને કચડવામાં અને ઇજીપ્ત, તુર્કસ્તાન તેમજ અરબસ્તાનની પ્રજાઓની સ્વતંત્ર ભાવનાઓને છૂંદી નાખવામાં કરેલો છે, તે સરકારની કોઇ પણ પ્રકારની નોકરીમાં રહેવું કે જોડાવું એ દરેક હિન્દીના પ્રજાકીય મોભાને લાંછન લગાડનારૂં છે, અને રાષ્ટ્રના કલ્યાણનું વિરોધી છે. છતાં મુલકી તેમજ લશ્કરી સરકારી નોકરોને મહાસભાને નામે નોકરીઓ છોડવાનું કહેતાં કારોબારી સમિતિ આજ એટલા જ માટે અચકાય છે કે એવી રીતે નોકરીઓ છોડેલા જે લોકોને પોતાના ગુજરાનનાં બીજાં સાધનો ન મળી શકે તેમને નિભાવવા મહાસભાની હજુ તૈયારી નથી.

છતાં આ સમિતિ એવા મતની તો છે જ કે મહાસભાના અસહકારના ઠરાવના મર્મને લક્ષમાં લેતાં દરેક સરકારી નોકરની—પછી તે લશ્કરી ખાતાનો હોય કે મુલ્કી ખાતાનો—એ દેખીતી ફરજ છે કે જો કોઇ શખ્સ મહાસભાની મદદ વગર પોતાના ગુજરાનની જોગવાઇ કરી લઇ શકે તેમ હોય તો તેણે પોતાની નોકરી છોડી જ દેવી.

આ સમિતિ હિન્દી સિપાઇઓનું તેમજ પોલીસખાતાના નોકરોનું ધ્યાન ખેંચે છે કે પીંજવા, કાંતવા તેમજ વણવાના ધંધામાં ટૂંક મુદતની તાલીમ લીધાથી તેમને પોતાનું સ્વતંત્ર અને આબરૂસર ગુજરાન ચલાવવા પૂરતી રોજી મળી શકે એમ છે. આ કારોબારી સમિતિનો વધુમાં એવો પણ અભિપ્રાય છે કે ઉપર જણાવેલા કરાંચીના ઠરાવને સારૂ કામ ચલાવવાનાં જે કારણો સરકાર તરફથી આપવામાં આવેલાં છે તે પ્રજાની ધાર્મિક સ્વતન્ત્રતામાં નિઃસંશય ગેરવાજબી દખલ દેનારાં છે. આ કારોબારી સમિતિ તમામ મહાસભાસમિતિઓને એવી સલાહ આપે છે કે તેમણે ગામેગામ સભાઓ કરવી અને કારોબારી સમિતિનો આ ઠરાવ પસાર કરવો.

## બહિષ્કાર

આ કારોબારી સમિતિને એ નોંધ લેતાં ખેદ થાય છે કે પરદેશી કાપડના બહિષ્કારને માટે નક્કી કરેલા બે મહિનામાં જો કે ઘણી પ્રવૃત્તિ થઇ છે, છતાં એ

બહિષ્કાર સંપૂર્ણપણે પાર ઉતર્યો નથી. તેથી આ સમિતિ મહાસભાની તમામ સંસ્થાઓને વીનવે છે કે ચાલુ મહિનાની આખર તારીખ પહેલાં પરદેશી કાપડનો સંપૂર્ણ બહિષ્કાર કરવા તેઓ પોતપોતાના જીલ્લામાં ભગીરથ પ્રયાસો કરે અને એ હેતુથી હાથકંતામણ અને હાથવણાટના કાપડની પેદાશ માટે જરૂરી એવી બધી ગોઠવણ કરે.

## સત્યાગ્રહ

આ કારોબારી સમિતિને એમ લાગે છે કે જે જે જીલ્લા કે પ્રાન્તોમાં પરદેશી કાપડના બહિષ્કારનો કાર્યક્રમ પૂરી અસરકારક રીતે પાર ઉતરી શક્યો નથી તેમજ પોતાની કુલ હાજતને પહોંચી વળવા જેટલી ખાદી પેદા કરી આપે એટલા પ્રમાણમાં જ્યાં હાથકંતામણ અને હાથવણાટની ખીલવણી થઇ નથી તે જીલ્લાઓમાં કે પ્રાન્તોમાં સાર્વત્રિક સત્યાગ્રહ શરૂ કરવાની કોઇ પણ યોજનાને કારોબારી સમિતિ મંજુરી આપી શકતી નથી. છતાં જે કોઇ કાર્યકર્તાને સ્વદેશીનો આ કાર્યક્રમ પાર પાડવાના કામમાં અટકાયત કરવામાં આવે અને તે સામે તેને સત્યાગ્રહ કરવો હશે, તેવા વ્યક્તિક દાખલાઓમાં જો તેમની પ્રવૃત્તિ તે પ્રદેશની પ્રાન્તિક મહાસભા સમિતિની સત્તા હેઠળની હશે, અને તેવી સ્થાનિક પ્રાન્તિક સમિતિ પ્રાન્તમાં સર્વત્ર શાન્તિ જળવાશે એવી ખોળાધરી લેશે–તો તેવી વ્યક્તિઓને સત્યાગ્રહ કરવાની મંજુરી આ કારોબારી સમિતિ આપશે.

---

# જાહેરનામું

મુંબઇ સરકારે તેની તા. ૧૫ મી સપ્ટેમ્બરની યાદીમાં જણાવેલાં કારણોસર અલી બિરાદરો તેમજ બીજાઓ સામે માંડેલા મુકદ્દમા સામું જોતાં અમો નીચે સહી કરનારા અમારા દરેક જણના અંગત અભિપ્રાય તરીકે એવું જાહેર કરવા માગીયે છીયે કે સરકારના મુલ્કી કે લશ્કરી ખાતાંઓની નોકરીમાં ભરતી થવા અગર તેની નોકરીમાં રહેવાના વાજબીપણા વિષે પોતાનો અભિપ્રાય સંપૂર્ણ સ્વતંત્રતાપૂર્વક જણાવવાનો દરેક હિન્દીનો કુદરતી હક છે.

અમો નીચે સહી કરનારા એવો અભિપ્રાય જાહેર કરીયે છીયે કે જે રાજતન્ત્રે હિન્દુસ્તાનની આર્થિક, નૈતિક તેમજ રાજદ્વારી અવનતિ કરી છે, અને જેણે દાખલા તરીકે રૉલેટ ઍક્ટ સામેની લડત વેળાએ હિન્દી સિપાઇઓનો ઉપયોગ હિન્દની પ્રજાકીય આકાંક્ષાઓને કચડી નાખવામાં અને જેમણે હિન્દુસ્તાનનું કશું ભૂરું નથી

કર્યું એવા આરબો, મિસરવાસીઓ, તુર્કો તેમજ બીજી પ્રજાઓની સ્વતન્ત્રતાને કચડી નાંખવાના કામમાં કર્યો છે—એવા રાજતન્ત્રમાં કોઇ પણ હિન્દીએ મુલ્કી અને ખાસ કરીને લશ્કરી સિપાઈ તરીકેની નોકરી કરવી એ હિન્દના રાષ્ટ્રીય મોભાને ધક્કો પહોંચાડનારૂં છે.

અમે એવા પણ અભિપ્રાયના છીયે કે દરેક હિન્દી સિપાઇ અને મુલ્કી નોકરની એ ફરજ છે કે તેણે સરકારની જોડેનો પોતાનો સંબન્ધ છોડી દેવો અને પોતાના ગુજરાનનું બીજું કંઇ પણ સાધન શોધી લેવું.

મોહનદાસ કરમચંદ ગાંધી
લાલા લજપતરાય—લાહોર
પં૦ મોતીલાલ નેહરૂ—અલાહાબાદ
મૌ૦ અબ્દુલ બારી—લખનૌ
મીયાં મહમદ હાજી જાનમહમદ છોટાણી—મુંબઇ
હકીમ અજમલખાન—દિલ્હી
વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલ—મુંબઇ
ડૉ. એમ. એ. અનસારી—દિલ્હી
બાબુ રાજેન્દ્રપ્રસાદ—પટના
વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ—અમદાવાદ
એન. સી. કેળકર—પૂના
સી. રાજગોપાલાચાર્ય—મદ્રાસ
જમનાલાલ બજાજ—વર્ધા
ગંગાધરરાવ દેશપાંડે—બેલગામ
મૌ૦ અબુલ કલામ આઝાદ—કલકત્તા
યાકુબ હસન—મદ્રાસ
અબ્બાસ તૈયબજી—વડોદરા
એમ. આર. જયકર—મુંબઇ
મૌ૦ આઝાદ સોબાની—લખનૌ
શ્રી. સરોજિની નાયડુ—મુંબઇ
અનસૂયા સારાભાઈ—અમદાવાદ
શંકરલાલ વેલાભાઇ બૅન્કર—મુંબઇ
જવાહરલાલ નેહરૂ—અલાહાબાદ
હજરત મોહાની—કાનપુર
એસ. ઇ. સ્ટૉક્સ—કોટગઢ, કાંગડા
માધવરાવ અણે—યવતમાળ
ડૉ૦ બી. એસ. મુંજે—નાગપુર
જેરામદાસ દોલતરામ—હૈદરાબાદ
મહાદેવ હરિભાઇ દેશાઇ—સાબરમતી
કૉન્ડા વેંકટાપય્યા—ગંતુર
જીતેન્દ્રલાલ બૅનરજી—મુંબઇ
શ્યામસુંદર ચક્રવર્તી—કલકત્તા
બરજોરજી ફરામજી ભરૂચા—મુંબઇ
હરિસર્વોત્તમરાવ—ગન્તુર
મુસીર હસન કિદવાઇ—દિલ્હી
ડૉ. એમ. આર. ચોળકર—નાગપુર
વી. વી. દાસ્તાને—ભુસાવળ
અહમદ હાજી સિદિક ખત્રી—મુંબઇ
ડી. વી. ગોખલે—પૂના
લક્ષ્મીદાસ રવજી તેરસી—મુંબઇ
ખલીક ઝમાન—દિલ્હી
કે. એમ. અબ્દુલ ગફુર—દિલ્હી
ગુડુર રામચન્દ્રરાવ—આન્ધ્ર
ડી. એસ. વિજયરાવ—લાહોર
બી. એલ. સુબ્રમણ્ય—આંધ્ર
કે. એન. ફરગુપ્પીકર—બેલગામ

# દિલ્હીની મહાસમિતિના ઠરાવો

આ વર્ષની આખર પહેલાં સ્વરાજ સ્થાપવાના રાષ્ટ્રના નિશ્ચયને પૂરેપૂરો અમલમાં આણવાને હવે એક માસથી બહુ વધારે વખત નથી; અલી ભાઇઓ અને બીજા નેતાઓ પકડાતાં અને કેદમાં પૂરાતાં સંપૂર્ણ અહિંસાનું પાલન કરીને પ્રજાએ નમૂનેદાર આત્મસંયમ માટેની પોતાની શક્તિ બતાવી આપી છે; અને સ્વરાજ સ્થાપના માટે પૂરતી થઇ પડે એટલી તાલીમ લેવાને સારૂ હજુ વધારે દુઃખ સહન કરવાની અને વ્યવસ્થા જાળવવાની શક્તિ બતાવવી એ રાષ્ટ્રને માટે ઇષ્ટ છે; તેથી મહાસમિતિ નીચેની શરતોએ દરેક પ્રાન્તની પ્રાન્તિક સમિતિને પોતપોતાની જવાબદારી પર અને પોતાને સૌથી અનુકૂળ જણાય તેવી પદ્ધતિએ સત્યાગ્રહ ( કરો આપવાનો ઇનકાર કરવાની હદ સુધી પણ ) શરૂ કરવાની સત્તા આપે છે:

૧. વ્યક્તિગત સત્યાગ્રહ કરનાર દરેક જણને સારૂ જરૂરી શરત એ છે કે તેને કાંતતાં આવડતું હોવું જોઇયે અને અસહકારના કાર્યક્રમનો જે ભાગ તેને લાગુ પડતો હોય તેનું તેણે સંપૂર્ણ પાલન કર્યું હોવું જોઇયે. દાખલા તરીકે તેણે પરદેશી કપડાંનો પૂરેપૂરો ત્યાગ કરીને હાથે કાંતેલા ને હાથે વણેલાં કપડાં અંગીકાર કર્યાં હોવાં જોઇયે. હિન્દુમુસલમાનની એકતા ઉપર તેમજ હિન્દમાંની જુદાજુદા ધર્મો પાળતી કોમોની એકદિલી વિષે શ્રદ્ધા હોવી જોઇયે, ખિલાફત અને પંજાબના અન્યાયો દૂર કરવા માટે અને સ્વરાજ સ્થાપવા માટે અહિંસાનું પાલન અનિવાર્ય છે એવી તેની દૃઢ માન્યતા હોવી જોઇયે, અને જો તે હિન્દુ હોય તો તે પોતે અસ્પૃશ્યતાને હિન્દી રાષ્ટ્રભાવના પરના એક કલંક રૂપ ગણે છે એમ તેણે પોતાના વર્તનથી સાબીત કરી આપવું જોઇયે.

૨. સામટા સત્યાગ્રહને માટે એક એક જીલ્લો કે તાલુકો તે એક એક ટુકડી ગણાશે. આવી જે કોઇ જગ્યાની ટુકડી બહાર પડે તે જીલ્લા કે તાલુકાની વસતીના ઘણા મોટા ભાગે પૂર્ણ સ્વદેશીનો સ્વીકાર કર્યો હોવો જોઇયે અને એ જીલ્લાની કે તાલુકાની કાપડને લગતી બધી જરૂરીયાત ત્યાંના જ લોકોને હાથે કંતાયેલા અને વણાયેલા કાપડમાંથી પૂરી પડતી હોવી જોઇયે. વળી સદર જીલ્લા કે તાલુકાની વસ્તીના મોટા ભાગને અસહકારનાં બીજાં અંગો પર પણ શ્રદ્ધા હોવી જોઇયે અને તેમનું પાલન લોકોને હાથે થતું હોવું જોઇયે.

કોઇ પણ સત્યાગ્રહી રાષ્ટ્રીય શાળાઓનાં નાણાંમાંથી પોતાનો નભાવ થશે એવી આશા ન રાખે, કેદ ભોગવતા સત્યાગ્રહીઓનાં કુટુંબનાં માણસોએ પણ કશી જાહેર મદદની આશા ન રાખવાં પીંજીને, કાંતીને કે વણીને અગર બીજી હરકોઇ રીતે પોતાનું ગુજરાન કરવાની તૈયારી રાખવી.

કોઇ પણ પ્રાન્તિક સમિતિની અરજી પરથી આ શરતોમાંની કોઇ પણ શરત ઢીલી કરવી મુનાસબ છે એવી કારોબારી સમિતિને ખાતરી થાય તો સત્યાગ્રહની શરતોમાં તેવી છૂટછાટ મૂકવાની સત્તા આ મહાસમિતિ કારોબારી સમિતિને આપે છે.

# અમદાવાદ મહાસભાનો ઠરાવ

છેલ્લી મહાસભાની બેઠક બાદ હિન્દુસ્તાનના લોકોએ સ્વાનુભવ ઉપરથી જોયું છે કે અહિંસાત્મક અસહકાર અખત્યાર કરવાને લીધે દેશે નિર્ભયતા, આપભોગ અને આત્મમાનમાં ભારે પ્રગતિ કરી છે તેથી, તથા એ પ્રવૃત્તિથી સરકારની પ્રતિષ્ઠાને ભારે ધક્કો પહોંચ્યો છે તેથી, તથા દેશ આખો સ્વરાજની દિશામાં ઝપાટાભેર પ્રગતિ કરી રહ્યો છે તેથી, આ મહાસભા કલકત્તાની મહાસભાની ખાસ બેઠકમાં પસાર થયેલો અને નાગપુરમાં ફરી મંજુર થયેલો ઠરાવ કાયમ રાખે છે, અને જ્યાં સુધી ખિલાફતનાં તથા પંજાબનાં દુઃખોનું નિવારણ ન થાય તથા સ્વરાજ ન સ્થપાય અને હિન્દુસ્તાનના રાજ્યવહીવટનો કબજો બિનજવાબદાર સરકારના હાથમાંથી હિન્દુસ્તાનના લોકોના હાથમાં ન આવે ત્યાં સુધી અત્યાર કરતાં વધુ જોસથી અહિંસાત્મક અસહકારનો કાર્યક્રમ દરેક પ્રાન્ત પોતાને માટે જે રીતે ચલાવવાનું ઠરાવે તે રીતે ચાલુ રાખવાનો પોતાનો મક્કમ નિશ્ચય જાહેર કરે છે.

અને વાઇસરાય સાહેબે તાજેતરનાં પોતાનાં ભાષણોમાં જે બધી ધમકીઓ આપી છે તેથી, તથા તેને પરિણામે હિન્દની સરકારે જુદા જુદા પ્રાન્તોમાં સ્વયંસેવકનાં દળો વિખેરી નાખીને, ગેરકાયદે અને આપખુદ રીતે જાહેર સભાઓની તથા સમિતિની સભાઓની પણ જબરદસ્તીથી બંધી કરીને અને કેટલાક પ્રાન્તોમાં મહાસભાના કાર્યકર્તાઓને પકડીને દમનનીતિ અખત્યાર કરી છે તેથી, તથા આ દમનનીતિનો સ્પષ્ટ ઉદ્દેશ મહાસભા અને ખિલાફતની પ્રવૃત્તિને ગુંગળાવી દેવાનો તથા લોકોને તેમની મદદ મળતી બંધ કરવાનો છે તેથી, આ મહાસભા ઠરાવ કરે છે કે મહાસભાની તમામ પ્રવૃત્તિઓ જેટલે દરજ્જે જરૂરી હોય તેટલે દરજ્જે

મુલતવી રાખવી, અને સહુ કોઇને મહાસભા અપીલ કરે છે કે તેમણે ગઇ ૨૩ મી નવેમ્બરે મહાસભાની કાર્યવાહક સભાએ મુંબઇમાં નક્કી કરેલા ઠરાવમાં જણાવેલી શરતો પ્રમાણે આખા દેશભર જે સ્વયંસેવક સૈન્યો તૈયાર કરવામાં આવે તેમાં જોડાઇને શાન્તિપૂર્વક તથા કશી પણ હોહા કર્યા વિના પકડાવા માટે પોતાની જાતને અપર્ણ કરવી. વળી નીચે જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી ન કરે તેને સ્વયંસેવક તરીકે સ્વીકારવો નહિઃ

ઇશ્વર સાક્ષી રાખીને હું પ્રતિજ્ઞા કરૂં છું કે

૧. હું રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યનો સૈનિક થવા ઇચ્છું છું.

૨. જ્યાં સુધી હું તે સૈન્યમાં રહીશ ત્યાં સુધી હું વાચા અને કર્મણા અહિંસાપરાયણ રહીશ તથા મનસા પણ તેવા જ રહેવાનો ખરા દિલથી પ્રયત્ન કરીશ; કારણ હું માનું છું કે હિન્દુસ્તાનના અત્યારના સંજોગોમાં કેવળ અહિંસા જ ખિલાફત તથા પંજાબને મદદ કરી શકે અને સ્વરાજની સ્થાપના કરી શકે, તથા હિન્દુસ્તાનની તમામ કોમો તથા જાતો, હિન્દુ, મુસલમાન, શીખ, પારસી, ખ્રિસ્તી તથા યહુદી તેમાં એકતા જમાવી શકે.

૩. હું આવી એકતામાં માનું છું અને તેવી એકતા વધે તે માટે સતત પ્રયત્ન કરીશ.

૪. હિન્દુસ્તાનના આર્થિક, રાજકીય તથા નૈતિક ઉદ્ધારને અર્થે સ્વદેશી ખાસ આવશ્યક છે એમ હું માનું છું અને હું બીજાં તમામ કપડાંનો ત્યાગ કરી હાથે કાંતેલી તથા હાથે વણેલી ખાદીનો ઉપયોગ કરીશ.

૫. હિન્દુ તરીકે હું અસ્પૃશ્યતાનું કલંક દૂર કરવું જરૂરી તથા ન્યાયયુક્ત છે એમ માનું છું. જ્યારે જ્યારે બની શકે તેમ હોય ત્યારે ત્યારે તેમના અંગત સંબંધમાં આવવાના પ્રસંગો હું શોધીશ તથા અન્ત્યજ જાતિઓની સેવા કરવાનો પ્રયત્ન કરીશ.

૬. હું મારા ઉપરી અમલદારોની સૂચનાઓનું તથા સ્વયંસેવક સમિતિ અથવા કારોબારી સમિતિ અથવા તો મહાસભાએ સ્થાપેલી બીજી કોઇ સંસ્થા આ પ્રતિજ્ઞાના તત્ત્વથી વિરોધી ન હોય તેવા જે નિયમો રચશે તે તમામનું પાલન કરીશ.

૭. મારા ધર્મ તથા દેશને ખાતર ગુસ્સો કર્યા વિના હું જેલ, મારપીટ તથા મોતની પણ બરદાસ કરી લેવા તૈયાર છું.

૮. હું જેલમાં જાઉં ત્યારે મહાસભા પાસેથી મારા કુટુંબ માટે અથવા મારા ઉપર આધાર રાખનારાઓ માટે કોઇ પણ જાતની મદદ હું માગીશ નહિ.

આ મહાસભાનો વિશ્વાસ છે કે ૧૮ વર્ષનો અને તેની ઉપરનો દરેક શખ્સ સ્વયંસેવક સૈન્યમાં તરત જોડાઇ જશે.

જાહેર સભાઓ ભરવાની બંધીનું જાહેરનામું નીકળ્યું હોવા છતાં અને સમિતિઓની સભાઓને પણ જાહેર સભાઓ ગણવાનો પ્રયત્ન થયેલો હોવાથી, આ મહાસભા સમિતિસભાઓ તથા જાહેર સભાઓ ભરવાની સલાહ આપે છે. જાહેર સભાઓ બંધ જગામાં ટીકીટો રાખીને તથા અગાઉથી જાહેર કરીને ભરાય, તેમાં બનતા સુધી પહેલેથી જેમનાં નામો જાહેર કર્યાં હોય એવા વક્તાઓ પોતાનાં લખેલાં ભાષણો કરે તથા ઉશ્કેરણી અને તેને પરિણામે લોકો તરફથી તોફાન થવાનો સંભવ એ બન્ને ટાળવાની પૂરેપૂરી કાળજી રાખવામાં આવે.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે કોઇ પણ વ્યક્તિ અથવા સંસ્થા તરફથી પોતાની સત્તાનો આપખુદી, જુલ્મી અને મર્દાની હરી લેનારો ઉપયોગ થતો અટકાવવા સારૂ બીજા બધા ઉપાયો અજમાવી લીધા પછી હથીયારબંધ બળવાની અવેજીમાં કાયદાનો સવિનય ભંગ કરવો એ જ એકમાત્ર સુધરેલો અને અસરકારક ઉપાય છે. તેથી આ મહાસભા દરેક કાર્યકર્તા તથા બીજા જેમની શાન્તિમય સાધનોમાં શ્રદ્ધા હોય અને જેની ખાતરી થઇ ગઇ હોય કે ચાલુ સરકારને હિન્દુસ્તાનના લોકો પ્રત્યેના કેવળ બિનજવાબદાર સ્થાનેથી ઉતારી પાડવાનો કોઇ ને કોઇ પ્રકારના આપભોગ સિવાય બીજો ઉપાય નથી, તેઓને સલાહ આપે છે કે તેમણે વ્યક્તિગત સવિનય ભંગ આદરવો અને જ્યારે તેમને લાગે કે લોકસમૂહ અહિંસાનું તથા દિલ્હીમાં મળેલી છેલ્લી મહાસમિતિએ જણાવેલી તેને લગતી બીજી શરતોનું પાલન કરવા પૂરતો કેળવાયો છે ત્યારે સામુદાયિક સવિનય ભંગ પણ આદરવો.

આ મહાસભાનો એવો અભિપ્રાય છે કે વ્યક્તિગત અથવા સામુદાયિક સવિનય ભંગ (તે હુમલાના સ્વરૂપનો હોય કે બચાવના સ્વરૂપનો હોય) યોગ્ય સાવચેતી રાખીને તથા કારોબારી સમિતિ અથવા પોતાની પ્રાન્તિક સમિતિ વખતોવખત જે સૂચનાઓ કાઢે તેને અનુસરીને ઉપાડવામાં આવે તેમાં તમામ શકિત એકાગ્ર કરી શકાય એટલા માટે મહાસભાની બીજી તમામ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે જરૂર જણાય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે તેટલે દરજ્જે મોકુફ રાખવામાં આવે.

આ મહાસભા ૧૮ વર્ષના તથા તે ઉપરના તમામ વિદ્યાર્થીઓને અને તેમાંયે ખાસ કરીને રાષ્ટ્રીય શિક્ષણસંસ્થાઓમાં ભણતા હોય તેમને તથા તેવી સંસ્થાઓના અધ્યાપકોને ઉપર જણાવેલા પ્રતિજ્ઞાપત્ર ઉપર તુરતાતુરત સહી કરવાનું અને રાષ્ટ્રીય સ્વયંસેવક સૈન્યમાં જોડાઇ જવાનું નિમંત્રણ કરે છે.

મહાસભાના કાર્ય કરનારાઓના મોટા ભાગનું પકડાઇ જવાનું હાથવેંતમાં હોવાથી આ મહાસભા પોતાનું સામાન્ય તંત્ર જ્યારે જ્યારે બની શકે ત્યારે તેનો હમેશની રીતે ઉપયોગ કરવાને માટે અકબંધ રહેવા દઇને મહાત્મા ગાંધીને બીજી સૂચનાઓ નીકળે ત્યાં સુધી મહાસભાના સરમુખત્યાર નીમે છે, અને મહાસમિતિની તમામ સત્તા તેમને સોંપે છે તે સત્તામાં મહાસભાની ખાસ બેઠક બોલાવવાની, મહાસમિતિની અથવા કારોબારી સમિતિની સભાઓ બોલાવવાની સત્તાનો સમાવેશ થાય છે. આવી સત્તા મહાસમિતિની કોઇ પણ બે બેઠકો થાય તેના વચલા ગાળામાં તેમને અખત્યાર કરવાનો હક રહેશે. વળી અણધાર્યે પ્રસંગે પોતાની પછીના સરમુખત્યાર નીમવાનો પણ તેમને અધિકાર છે.

એવા ઉત્તરાધિકારી સરમુખત્યાર અથવા તેમના પછી ઉત્તરાધિકારીઓ જે જે બીજા સરમુખત્યારો નીમે તે બધા સરમુખત્યારોને આ મહાસભા ઉપર વર્ણવેલી સત્તા આપે છે.

તેમાં એક શરત એવી છે કે આ ઠરાવમાં જણાવેલી કોઇ બાબતથી મહાત્મા ગાંધીને કે ઉપર જણાવ્યા એવા તેમના કોઇ ઉત્તરાધિકારીને હિન્દની સરકાર અથવા બ્રિટિશ સરકાર સાથે મહાસમિતિની મંજુરી લીધા વિના તથા તે મંજુરી તેને માટે બોલાવેલી ખાસ મહાસભા પાસે પસાર કરાવ્યા વિના સુલેહની શરતો નક્કી કરવાનો અધિકાર નથી. વળી બીજી શરત એ પણ છે કે મહાત્મા ગાંધી અથવા તેમના ઉત્તરાધિકારીને મહાસભાની પ્રથમ પરવાનગી મેળવ્યા વિના મહાસભાના ધ્યેયમાં કોઇ પણ સંજોગમાં કશો ફેરફાર કરવાની સત્તા નથી.

આ મહાસભા જે દેશભક્તો પોતાના અંતરાત્માના અવાજને ખાતર અથવા દેશને ખાતર જેલ ભોગવી રહ્યા છે તેમને મુબારકબાદી આપે છે અને માને છે કે તેમના આપભોગથી સ્વરાજનું આગમન બહુ ત્વરિત થયું છે.

---

# બારડોલી તાલુકાની પરિષદ્‌ના ઠરાવ

૧. આ તાલુકો સામુદાયિક સવિનય ભંગને સારૂ તૈયાર છે.

૨. આ પરિષદ્ માને છે કે—

क હિન્દુસ્તાનનાં દુઃખોને દૂર કરવા સારૂ હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી વગેરે કોમો વચ્ચે મિત્રતાની આવશ્યકતા છે.

ख મજકુર દુઃખોનું ઔષધ શાન્તિ, સબૂરી અને સહનશીલતા જ છે.

ग હિન્દુસ્તાનની સ્વતંત્રતાને સારૂ પ્રત્યેક ઘરમાં રેંટીયાના ઉપયોગની અને બધાંએ હાથે કાંતેલા અને હાથે વણેલા સુતરનાં કપડાંનો ઉપયોગ કરવાની આવશ્યકતા છે.

घ હિન્દુઓ જ્યાં સુધી અસ્પૃશ્યતાનો સર્વથા ત્યાગ ન કરે ત્યાં સુધી સ્વરાજ અશક્ય

ङ લોકોની ઉન્નતિને સારૂ ને બંધનમાંથી છુટવાને સારૂ ગુસ્સો કર્યા વિના માલમિલકત ખોવા, કેદમાં જવા કે જરૂર પડે તો જીવ આપવા લોકોએ તૈયાર થવાની આવશ્યકતા છે.

૩. આ પરિષદ્ ઉમેદ રાખે છે કે બારડોલી તાલુકાને પોતાનો ભોગ આપવાની પ્રથમ તક મળશે.

૪ આ પરિષદ્ કારોબારી સમિતિને સુચવે છે કે જો કારોબારી સમિતિ બીજો કંઇ પણ બંધનકારક ઠરાવ પસાર ન કરે તો, અગર રાઉન્ડ ટેબલ કૉન્ફરન્સ ન ભરાય તો બારડોલી તુરત સામુદાયિક સવિનય ભંગ મહાત્મા ગાંધીજી અને પરિષદ્‌ના પ્રમુખની સલાહ મુજબ શરૂ કરશે.

૫. આ પરિષદ્ ભલામણ કરે છે કે જેઓ મહાસભાએ ઠરાવેલી શરતોનું પાલન કરવા તૈયાર હોય તેવા બારડોલી તાલુકાના રહેવાસીઓ બીજો ઠરાવ થતાં સુધી સરકારમહેસુલ ન ભરે.

# બારડોલી–દિલ્હીના ઠરાવ*

બારડોલી ખાતે ૧૧ મી અને ૧૨ મી તારીખે મળેલી કારોબારી સમિતિએ પસાર કરેલા ઠરાવો પર કાળજીપૂર્વક વિચાર ચલાવીને મહાસમિતિ મંજુર ઠરાવોને, તેમાં નમુદ કરેલા ફેરફારો સહિત મંજુર રાખે છે, તથા વધારામાં ઠરાવે છે કે વ્યક્તિગત સવિનય ભંગ તીવ્ર અથવા રક્ષક રૂપમાં ચોકસ જગ્યાઓએ અને ચોકસ કાયદાઓનો, તે તે પ્રાન્તની પ્રાન્તિક સમિતિ કહે ત્યારે અને તેની પરવાનગીથી શરૂ કરી શકાય; શરત એટલી કે જ્યાં સુધી મહાસભાએ કે મહાસમિતિએ કે કારોબારી સમિતિએ ઠરાવેલી બધી શરતોનું કડકપણે પાલન કરવામાં આવતું હોય.

દારૂની ચોકી જેટલી જરૂરી છે તેટલી જ પરદેશી કાપડ પર ચોકી કરવાની પણ જરૂર છે એવી ખબરો અનેક ઠેકાણેથી આવવાથી, મહાસમિતિ આવી ચોકી, ખાતરીની હોય તેવી, બારડોલીના ઠરાવોમાં દારૂની ચોકી સંબન્ધી જે નિયમો જણાવેલા છે તે જ નિયમોએ કરવાની છૂટ આપે છે.

મહાસમિતિ ખુલાસો કરવા ઇચ્છે છે કે કાર્યવાહક સમિતિના ઠરાવોનો અર્થ એ નથી કે મહાસભાનો અસહકારનો મૂળ કાર્યક્રમ છોડી દેવો કે સામુદાયિક સવિનય ભંગનો કાયમનો ત્યાગ કરવો. પરન્તુ મહાસમિતિ માને છે કે આવશ્યક એવી સામુદાયિક શાન્તિ તો બારડોલીની કારોબારી સમિતિએ ઘડેલા રચનાત્મક કાર્યક્રમને સ્વયંસેવકોએ અમલમાં મુકવાથી જ સ્થાપી શકાશે.

મહાસમિતિ માને છે કે જ્યારે જ્યારે રાજ્ય જાહેર થયેલા પ્રજાકીય નિશ્ચયનો વિરોધ કરે છે ત્યારે ત્યારે સવિનય ભંગનો પ્રયોગ કરવો એ પ્રજાનો હક અને તેની ફરજ છે.

**નોંધ**—વ્યક્તિગત સવિનય ભંગ એટલે એક વ્યક્તિ કે અગાઉથી નક્કી થયેલી વ્યક્તિઓની સંખ્યા કે મંડળ કાયદા કે હુકમોનો જે સવિનય ભંગ કરે તે. તેથી, જે જાહેર સભામાં હાજર રહેનારાઓ ટીકીટો કાઢીને નક્કી થયેલા હોય અને જ્યાં રજા વગર કોઇને દાખલ કરવામાં ન આવતું હોય, તેવી જાહેર સભા છતી બંધીએ ભરવી એ વ્યક્તિગત સવિનય ભંગનું દૃષ્ટાન્ત થયું; જે જાહેર સભામાં જાહેરને કોઇ પણ જાતના અંકુશ

---

* ઈ. સ. ૧૯૨૨ ના ફેબ્રુઆરીની ૨૫મી તારીખે મહાસમિતિએ દિલ્હીમાં કરેલા ઠરાવ.

વગર દાખલ થવાની છૂટ હોય તેવી સભા છતી બંધીએ ભરવી એ સામુદાયિક સવિનય ભંગનું દૃષ્ટાન્ત થયું. આવો સવિનય ભંગ રક્ષણાત્મક ત્યારે કહેવાય કે જ્યારે મનાઇ થયેલી જાહેર સભા હમેશની પ્રવૃત્તિને અંગે ભરવામાં આવે, પછી ભલે પરિણામે પકડાપકડી થાય. તેવી જાહેર સભા હમેશની પ્રવૃત્તિને અંગે જ હોય, પરન્તુ પકડાવા અને કેદમાં જવાના ઉદ્દેશથી જ ફક્ત ભરવામાં આવી હોય તો તે તીવ્ર સવિનય ભંગ કહેવાય.

## બારડોલીના ઠરાવો

( મહાસમિતિએ કરેલા ફેરફાર સાથે )

**૧૧મી ફેબ્રુઆરી**

૧. ચૌરીચૌરામાં લોકોનાં ટોળાંએ પશુતાભરીરીતે પોલીસનાં ખૂન કરીને અને નિષ્ઠુરતાથી પોલીસ ચોકી બાળીને જે અમાનુષી વર્તન ચલાવ્યું છે તેને માટે કારોબારી સમિતિ ખેદ પ્રદર્શિત કરે છે અને માર્યા ગયેલાંઓનાં કુટુંબો તરફ દિલસોજી બતાવે છે.

સામુદાયિક સવિનય ભંગ શરૂ કરવાનો વખત આવતાં દરેક વેળાએ કુદરતે ફરીફરીને ચેતવણી આપી છે; અને દરેક વેળાએ ક્યાંક ને ક્યાંક લોકો તોફાન કરી ઊઠ્યા છે તે પરથી જણાય છે કે દેશનું વાતાવરણ સામુદાયિક સવિનય ભંગને સા પૂરતું શાન્તિમય નથી. એનું સૌથી છેલ્લું દૃષ્ટાન્ત ગોરખપુર પાસેના ચૌરીચૌરાના ગોઝારા અને ત્રાસદાયક બનાવો છે. તેથી મહાસભાની કારોબારી સમિતિ ઠરાવ કરે છે કે બારડોલી અને બીજે ઠેકાણે શરૂ કરવા ધારેલો સામુદાયિક સવિનય ભંગ મોકુફ રાખવો. સરકારને આપવાના મહેસુલ અને બીજા કર જે સામુદાયિક સવિનય ભંગની આશાએ ભરવા મુલતવી રાખવામાં આવ્યા હોય તે ભરી દેવા ખેડૂતોને સલાહ આપવાની અને તીવ્ર ભંગની તૈયારી માટેની દરેક પ્રવૃત્તિ મોકુફ રાખવાની કારોબારી સમિતિ સ્થાનિક મહાસમિતિઓને સૂચના કરે છે.

ગોરખપુરમાં બન્યા એવા ટોળાંઓના અત્યાચારો અને મુંબઈ તથા મદ્રાસમાં ૧૯૨૧ની ૧૭મી નવેમ્બરે અને ગઇ ૧૩મી જાન્યુઆરીએ ચાલી એવી ગુંડાશાહી ફરીથી નહિ બનવા પામે એવી ખાતરી મળે તેવું અહિંસામય વાતાવરણ પેદા થતાં સુધી સામુદાયિક સવિનય ભંગ મુલતવી રાખવામાં આવશે.

શાન્તિમય વાતાવરણ ઉભું કરવાના હેતુથી કારોબારી સમિતિ સ મહાસભા સમિતિઓને સલાહ આપે છે કે બીજી સૂચનાઓ મળતાં સુધી તેમણે મહાસભાની

સામાન્ય પ્રવૃત્તિઓ (જ્યાં સંપૂર્ણ શાન્તિમય વાતાવરણની ખાતરી મળી શકે ત્યાં ઐચ્છિક હડતાળ સુદ્ધાં) સિવાયની ખાસ પકડાઇને જેલ જવાના હેતુથી ઉપાડેલી પ્રવૃત્તિઓ બંધ રાખવી અને એમ કરવા માટે દારૂનાં પીઠાંમાં જનાર માણસોને મદ્યપાનનાં અનિષ્ટોથી દૂર રહેવાનું સમજાવવાના શુદ્ધ અને શાન્ત હેતુથી પહેરા ભરવા સિવાય બધા પહેરા બંધ કરવા તથા દારૂનાં પીઠાં પરના પહેરા પણ જાણીતા શુદ્ધ ચારિત્રવાળા અને સ્થાનિક મહાસભાસમિતિઓએ ખાસ પસંદ કરેલા માણસો પાસે જ ભરાવવા.

બીજી સૂચનાઓ મળતાં સુધી ફક્ત સભાબંધીના હુકમો તોડવાના હેતુથી જ સ્વયંસેવકોનાં સરઘસો કાઢવાનું અને જાહેર સભાઓ ભરવાનું બંધ કરવાને કારોબારી સમિતિ સલાહ આપે છે; પણ મહાસભા અથવા બીજી સમિતિઓની ખાનગી સભાઓ અથવા મહાસભાની સામાન્ય પ્રવૃત્તિઓ ચલાવવાને સારૂ જરૂરની એવી જાહેર સભાઓ ભરવામાં આ ઠરાવથી હરકત નહિ આવે.

રૈયતલોક જમીનદારોને સાંથ નથી આપતા એવી ફરિયાદો કારોબારી સમિતિ પાસે આવી છે, તેથી મહાસભાના કાર્યકર્તાઓને તથા મહાસભાસમિતિઓને કારોબારી સમિતિની સલાહ છે કે તેમણે રૈયતલોકને સમજાવવું કે આવી રીતે સાંથ ન આપવી એ મહાસભાના ઠરાવની વિરુદ્ધ છે અને દેશના હિતને નુકસાનકર્તા છે.

કારોબારી સમિતિ જમીનદારોને ખાતરી આપે છે કે જમીનદારોના કાયદેસર હક પર તરાપ મારવાનો મહાસભાની પ્રવૃત્તિનો જરા પણ ઉદ્દેશ નથી. કારોબારી સમિતિ તો એમ ઇચ્છે છે કે જ્યાં રૈયતોને દુ:ખ હોય ત્યાં પણ એનું નિવારણ અંદરઅંદરની સલાહથી અને હમેશની જેમ લવાદ દ્વારા કરી લેવું.

કારોબારી સમિતિ પાસે ફરિયાદો કરવામાં આવી છે કે સ્વયંસેવક દળ બનાવવામાં સ્વયંસેવકની પસંદગી કરવામાં ખૂબ ઢીલાપણું ચાલે છે અને હાથે કાંતેલી વણેલી ખાદીના સંપૂર્ણ વાપરનો અને હિન્દુઓ પાસે અસ્પૃશ્યતાનાશના નિયમનું પાલન કરાવવાનો આગ્રહ રાખવામાં નથી આવતો, તેમજ ઉમેદવારોને મહાસભાના ઠરાવ પ્રમાણે વિચાર, વાણી ને વર્તનમાં અહિંસાપાલન પર શ્રદ્ધા છે કે કેમ તે નક્કી કરવાની કાળજી રાખવામાં નથી આવતી, તેથી કારોબારી સમિતિ સૌ મહાસભાસમિતિઓને સૂચવે છે કે તેમણે પોતાનાં પત્રકો નવેસર બનાવવાં અને જે સ્વયંસેવકો પ્રતિજ્ઞાની શરતોનું કડક પાલન ન કરતા હોય તે બધાનાં નામ તેમાંથી બાતલ કરવાં.

કારોબારી સમિતિનો એવો અભિપ્રાય છે કે જ્યાં સુધી મહાસભાના સભ્યો મહાસભાના બંધારણને અને કારોબારી સમિતિ તરફથી વખતોવખત બહાર પડતા ઠરાવોને સંપૂર્ણપણે અમલમાં નહિ મુકે ત્યાં સુધી મહાસભાના ધ્યેયની પ્રાપ્તિ બિલકુલ અથવા જરૂર પૂરતી પણ થવી અશક્ય છે.

મહાસમિતિની ખાસ બોલાવવામાં આવનારી સભા મળતાં સુધી અને પછી મહાસમિતિની મંજુરી મળે તો આ ઠરાવ અમલમાં રહેશે. મહામંત્રીએ હકીમ અજમલખાનની સાથે મસલત ચલાવીને એ સભા બને તેટલી જલદી બોલાવવી.

૨. કારોબારી સમિતિના અભિપ્રાય પ્રમાણે સરકારી નોકરી છોડી દેનાર લોકોને કામ શોધી આપવાને એક યોજનાની જરૂર છે અને તે હેતુથી આવતી* મહાસમિતિની ખાસ સભાના વિચાર માટે એક યોજના ઘડી કાઢવાને શેઠ મીયાં મહમદ હાજી જાનમહમદ છોટાણી, શ્રી. જમનાલાલ બજાજ અને શ્રી. વિઠ્ઠલભાઇ પટેલની સમિતિ નીમવામાં આવે છે.

**૧૨ મી ફેબ્રુઆરી**

૩. ગોરખપુરનો ખેદકારક બનાવ એ વાતની સાબીતી રૂપ છે કે અહિંસા એ સામુદાયિક સવિનય ભંગનું અત્યન્ત જરૂરી અને મૂળભૂત એવું મુખ્ય અંગ હોવાની આવશ્યકતા પ્રજાએ પૂરેપૂરી પિછાણી નથી તેથી, તેમજ મહાસભાની સૂચનાઓની વિરુદ્ધ જઇને ગમે તેવા માણસોને સ્વયંસેવક બનાવી દીધાની જે વાતો સાંભળવામાં આવી છે તે બતાવી આપે છે કે સત્યાગ્રહના પ્રાણ રૂપ જે વસ્તુ છે તેની કિંમત લોકોએ હજુ જાણી નથી તેથી, તેમજ કારોબારી સમિતિને મતે પ્રજાકીય ઉદ્દેશ પાડવામાં ઢીલ થાય છે તેનું કારણ એ જ છે કે મહાસભા બંધારણનો ઢીલો અને અધૂરો જ અમલ થયેલો છે તેથી તથા આંતર્વ્યવસ્થાને સંપૂર્ણતાએ પહોંચાડવાની દૃષ્ટિએ—

કારોબારી સમિતિ મહાસભાની બધી સમિતિઓને નીચે લખી પ્રવૃત્તિઓમાં લાગી જવાની સલાહ આપે છે:

क મહાસભાના ઓછામાં ઓછા એક કરોડ સભાસદો નોંધવા.

સૂચના ૧—શાન્તિમય† અને વ્યાજબી ઉપાયો‡ એ મહાસભાના ધ્યેયનો સાર છે તેથી, સ્વરાજપ્રાપ્તિને અર્થે આવા ઇલાજોની અત્યન્ત આવશ્યકતા ન માનતો હોય તેવા કોઇ માણસને નોંધવો ન જોઇયે. એટલા માટે જેને મહાસભામાં

મૂળમાં— *'મંજુર'; †'શાન્તિ (અહિંસા)' ‡'વ્યાજબીપણું ( સત્ય )'

જોડાવાને સમજાવવામાં આવે તે દરેક જણને મહાસભાનું ધ્યેય શું છે તે સંભાળપૂર્વક ગળે ઉતરવું જોઇયે.

સૂચના—સ્વયંસેવકો ધ્યાનમાં રાખે કે વાર્ષિક લવાજમ ન ભરનાર કોઇ મહાસભાનો યથાર્થ સભાસદ ન ગણી શકાય; તેથી સઘળા જૂના સભાસદોને પોતાનાં નામ ફરીથી નોંધાવવાને કહેવું જોઇયે.

ख રેંટીયાને લોકપ્રિય કરવો અને હાથકંતામણની ને હાથવણાટની ખાદી તૈયાર કરવાની યોજના કરવી અને ઘરોઘર ફરીને તેની વપરાશ લોકપ્રિય કરવી. §

સૂચના:—આ હેતુ સાધવા ખાતર બધા સ્વયંસેવકો અને મહાસભાના અમલદારો ખાદીના પોષાક પહેરે, અને એવી ભલામણ કરવામાં આવે છે કે બીજાઓને ઉત્તેજન આપવાની દૃષ્ટિએ તેમણે પોતે કાંતતાં શીખવું.

ग રાષ્ટ્રીય શાળાઓ ચલાવવી.

સૂચના—સરકારી નિશાળો ઉપર પહેરો મુકવાનો નથી; સરકારી અને સરકારની મદદથી ચાલતી શાળાઓમાંથી વિદ્યાર્થીઓને આકર્ષી લેવાને સારૂ¶ દરેક જરૂરી બાબતમાં રાષ્ટ્રીય શાળાઓની શ્રેષ્ટતા ઉપર જ આધાર રાખવો.

घ પછાત વર્ગોને ઉચ્ચ જીવન માટે કેળવવા, તેમની સામાજિક, માનસિક અને નૈતિક સ્થિતિ સુધારવી, તેમનાં છોકરાંને રાષ્ટ્રીય શાળાઓમાં મોકલવા તેમને સમજાવવા અને બીજા શહેરીઓ જે સાધારણ સગવડો ભોગવે છે તે તેમને મેળવી આપવી.

સૂચના—આથી જ્યાં જ્યાં અસ્પૃશ્યો પ્રત્યેનો અણગમો હજુ સખત છે તેવાં સ્થળોમાં જુદી શાળાઓ અને જુદા કુવાઓ મહાસભાને પૈસે નભાવવા. તેમનાં છોકરાંઓને રાષ્ટ્રીય શાળાઓમાં દાખલ કરવાના અને ગામના કુવાઓ અસ્પૃશ્યોને વાપરવા દેવાની સમજુતી લોકોને આપવાના દરેક પ્રયત્ન કરવા જોઇયે.

ङ મદ્યપાનનિષેધની ચળવળ એ બદીવાળા લોકોમાં ઘરોઘર ફરીને ચલાવવી અને ચોકીના કરતાં પીનારને ઘેર જઇ તેને વિનવવા પર વધારે ભરોસો રાખવો.

च બધા કજીયાઓનો ખાનગી નીકાલ લાવવા માટે ગ્રામ્ય તથા શહેરી પંચાયતો સ્થાપવી, અને પંચાયતોના નિર્ણયોનું માન રાખવવામાં જાહેર મતના જોર ઉપર તથા તે નિર્ણયોના પોતાના વાજબીપણા ઉપર જ ભરોસો રાખવો.

---

§નવો વધારો; ¶"વિદ્યાર્થીઓ મેળવવાને સારૂ."

સૂચના—દબાણ જેવો ભાસ પણ થતો અટકાવવા ખાતર, જેઓ પંચાયતોના નિર્ણયોને માન ન આપે તેમની સામે સામાજિક બહિષ્કાર ન વાપરવો.

છ બધી જાતિઓ તથા બધા વર્ગોની એકતા અને આપસમાં સદ્ભાવ, કે જેને સ્થાપિત કરવાનો અસહકારની પ્રવૃત્તિનો હેતુ છે, તેને વધારવા અને તેને મહત્ત્વ આપવા ખાતર એક એવું સમાજસેવાનું ખાતું કાઢવું કે જે માંદગી અને અકસ્માતની વેળાએ સૌને કોઇ જાતના ભેદ વગર મદદ પહોંચાડે.

સૂચના—પોતાના ધ્યેયને દઢતાપૂર્વક વળગી રહેતો છતાં અસહકારી માંદગી કે અકસ્માતને પ્રસંગે અંગ્રેજ કે હિન્દી ગમે તેની અંગત સેવા બજાવવી એ પોતાનો ખાસ હક સમજશે.

જ તિલક સ્વરાજ ફાળો ચાલુ રાખવો અને મહાસભાના દરેક સભાસદ પાસે તેમજ મહાસભા પ્રત્યે લાગણી ધરાવનાર દરેક સજ્જન પાસે ૧૯૨૧ની સાલની પોતાની વાર્ષિક આવકનો સોમો ભાગ ફાળામાં ભરવાની માગણી કરવી. દરેક પ્રાન્ત તિલક સ્વરાજ ફાળામાં પોતાને ત્યાં આવેલી રકમનો ૨૫ ટકા મહાસમિતિને દર મહિને પહોંચાડી દે.

---

## સૂચના

§ નિશાનીવાળા લેખો 'યંગ ઇંડીયા'માંથી ભાષાન્તર છે.
† „ „ અંગ્રેજી પરથી „
¶ „ „ ગાંધીજીની મુસાફરીઓનાં તેમના સાથીઓએ કરેલાં વર્ણનો છે.

# અનુક્રમણિકા

## તારીખવાર

## પરિશિષ્ટો

### પરિશિષ્ટ ૧
### ગાંધીજીનો મુકદ્દમો



### પરિશિષ્ટ ૨
### ગિરફતારી પછી પ્રસિદ્ધ થયેલા લેખો



### પરિશિષ્ટ ૩. ઠરાવો

# અનુક્રમણિકા

## કક્કાવાર

# અનુક્રમણિકા

## વિષયવાર

---

### વિષયોનો અનુક્રમ*



---

* દરેક વિષયમાં પ્રથમ લેખો આપેલા છે અને તે પછી નોંધો લીધી છે. નોંધો પેટામાં આપેલી છે.

## ૧. આત્મચરિત્ર



## ૨. સત્યાગ્રહ

## ૩. પંજાબ

## ૪. ખિલાફત



## ૫. અસહકાર પૂર્વે

## ૬. અસહકાર—સિદ્ધાન્ત

## ૮. અસહકાર વિ૦ સરકાર

## ૯. અહિંસા

## ૧૦. બહિષ્કારત્રયી

## ૧૨. સ્વદેશી—ખાદી અને રેંટીયો

## ૧૩. આત્મશુદ્ધિ

## ૧૪. કોમી એકતા

## ૧૫. અસ્પૃશ્યતા



## ૧૬. કેળવણી

## ૧૭. દારૂનિષેધ

## ૧૮. દમન

## ૧૯. જેલ પ્રકરણ



## ૨૦. મુસાફરી

## ૨૧. મ્યુનિસિપાલિટી

## ૨૨. મહાસભા



## ૨૩. સ્વરાજ—સિદ્ધાન્ત

## ૨૮. 'નવજીવન'



## ૨૯. ખેડૂત અને મજૂરો

## ૩૦. સ્ત્રીઓ



## ૩૧. સામાજિક

## ૩૨. સાહિત્ય અને ભાષા



## ૩૩. વ્યક્તિવિષયક

## ૩૯. પરચુરણ

## સુધારો

અનુક્રમણિકામાં પૃ. ૧૪૮૫ થી ૧૫૦૦ સુધીનાં પાનાંને બદલે ૧૯૮૫ થી ૨૦૦૦ વાંચવાં.

# નવજીવન પ્રકાશન મન્દિર

## અમદાવાદ

| | મૂલ્ય |
|---|---|
| **હિન્દ સ્વરાજ** (પ્રમાણભૂત આવૃત્તિ; ખાદીનું પૂંઠું) | ૦—૬—૬ |
| **આશ્રમ ભજનાવલિ** (બીજી આવૃત્તિ—અરધી કિંમત) | ૦—૬—૦ |
| **શરત બાબુની ત્રણ વાર્તાઓ** (અનુવાદક: શ્રી મહાદેવ દેસાઈ) | ૦-૧૨-૦ |
| **મોટી બ્હેન** (નાની-મોટી ચાલણગાડી પછીનું પાઠ્ય પુસ્તક) | ૦—૮—૦ |
| **દક્ષનું બલિદાન** (બીજી આવૃત્તિ—અરધી કિંમત) | ૦—૩—૦ |
| **ગાંધીજીની જુબાની** (હંટર કમિટી સાથેનો 'ભવ્ય ધાર્મિક સંવાદ') | ૦—૩—૦ |
| **સર્વોદય** ('અન્ટુ ધિસ લાસ્ટ' પરથી ગાંધીજીએ લખેલો નાનો ગ્રંથ) | ૦—૨—૦ |
| **જેલ ડાયરી** (બીજી આવૃત્તિ : શ્રી. રાજગોપાલાચાર્યની છબિ સાથે) | ૦—૯—૦ |
| **હિમાલયનો પ્રવાસ** (અધ્યાપક કાલેલકર) | ૦-૧૨-૦ |
| **સીતાહરણ** (રામાયણની કથાનો પૂર્વાર્ધ) | ૦-૧૨-૦ |
| **લોકમાન્યને શ્રદ્ધાંજલિ** (બીજી આવૃત્તિ) | ૦—૫—૦ |
| **હિન્દ કેમ પાયમાલ થયું?** (શ્રી. નરહરિ પરીખ) | ૦—૮—૦ |
| **એક ધર્મયુદ્ધ** (અમદાવાદના મીલમજુરોની લડતનો ઇતિહાસ) | ૦—૮—૦ |
| **રામ અને કૃષ્ણ** (શ્રી. કિશોરલાલ મશરૂવાળા) | ૦-૧૨-૦ |
| **બુદ્ધ અને મહાવીર** ,, | ૦—૮—૦ |
| **ઈશુ ખ્રિસ્ત** ,, | ૦—૬—૦ |
| **સહજાનંદ સ્વામી અથવા સ્વામીનારાયણ સંપ્રદાય** | ૦—૧૫—૦ |
| **પ્રાણપ્રતિષ્ઠા** (અસહકાર વિષે ગાંધીજીના ભાષણો) | ૦—૬—૦ |
| **સ્વદેશી** (એક નાનકડી કૈન્ય વાર્તા) | ૦—૩—૦ |
| लोकमान्य को श्रद्धांजलि (हिन्दी) | ०—८—० |
| जीवन का सदव्यय (हिन्दी) | ०—१२—० |
| **Young India** (યં. ઇં. ના ગાંધીજીના લેખો) | ૪—૦—૦ |

ઉપલાં પુસ્તકો પર ટપાલ અગર પારસલ ખરચ મંગાવનારે જુદું ગણવાનું છે.

મુદ્રક અને પ્રકાશક: વેણીલાલ છગનલાલ બૂચ, નવજીવન મુદ્રણાલય અમદાવાદ.

# હિંદ સ્વરાજ

ગાંધીજીના હસ્તાક્ષર
ખાદીનું પૂંઠું ૨–૮
કાગળનું પૂંઠું ૧-૧૨-૦
પોસ્ટેજ દરેકનું ૦ ૮ ૦ જુદું

## કાલેલકરના લેખો

અધ્યાપક શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરના
લેખોનો સંગ્રહ રૉયલ ૬૫૦ પૃષ્ઠ . પાકું પૂંઠું
કિં. ૩ રૂ.

## અચલાયતન

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના
નાટકનો અનુવાદ. અનુવાદક
શ્રી. [illegible]
પૃષ્ઠ ૧૬૦ કિંમત [illegible]

## વિરાજવહુ

ગૃહજીવનની કથા શરતબાબુના બંગાળી ઉપરથી અનુવાદક શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઈ
કિં. ૦–૧૦–૦.

---

નવજીવન પ્રકાશન મન્દિર : અમદાવાદ